# વિષ્ણુ સહસ્ર નામ.

## :: સ્તોત્ર ::

( ગુજરાતી ભાષામાં ભાષાન્તર સાથે. )



પ્રકાશક :

અ. સૌ. લલિતા બ્હેન

દલાલ ઠાકોરલાલ ચત્રભુજદાસનાં ધર્મપત્ની.

નગરશેઠની ખડકી, ભરૂચ.

પ્રત ૧૦૦૦ ] [ આવૃત્તી પહેલી

સંવત ૧૯૮૫. સને ૧૯૨૯

# પ્રસ્તાવના.



આ ગ્રંથ રચવાનો હેતુ એ છે કે ઘણા ભાઈ બહેનો
મુમુક્ષુ હોય છે છતાં સંસ્કૃત વિદ્યાનો અભ્યાસ
અલ્પ હોવાથી સિધી અને સરળ
ગુજરાતી ભાષામાં તેમના કલ્યાણ
માટે તૈયાર કરાવ્યો છે તો
આનો હર હમેશ પાઠ
કરી ભગવાનની
પ્રસન્નતા
મેળવે એવી અમારી
શુભ ઈચ્છાથી જનસમાજને
આ ગ્રંથ અર્પણ કરૂં છું.
આ ગ્રંથ સરળ ગુજરાતી ભાષાન્તર કરવામાં
મદદરૂપ થએલા અમદાવાદ સ્વામીનારાયણ
સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રી
ભોળાનાથ કેશવરામનો
અમો ઘણોજ
આભાર માનીએ છીએ.

ભગવતદાસાનુદાસ,

| | |
|---|---|
| આષાડી શુકલ એકાદશી,<br>૧૯૮૫<br>નગરશેઠની ખડકી ભરૂચ. | અ. સૌ. લલિતા બેન<br>દલાલ ઠાકેરલાલ ચત્રભુજદાસનાં<br>ધર્મપત્નીનાં જય શ્રી કૃષ્ણ. |

શ્રી ગજાનન પ્રસન્નોસ્તુ.



લંબોદર નમસ્તુભ્યમ્ સતતં મોદક પ્રિય ।
નિર્વિઘ્નં કુરૂ મે દેવ સર્વકાર્યેષુ સિદ્ધિદઃ ।।

હે મોટા પેટવાળા, મોદક જેને વહાલા છે તેવા, અને સર્વ કાર્યોની સિદ્ધિ કરનાર, હે ગણપતિ તમોને હું નમસ્કાર કરૂં છું અને મારૂં કાર્ય વિઘ્ન વિના પુરૂં પાડો.

  

# શ્રીનાથજી સ્તવન.



સ્મરૂ શ્રીનાથજી નિત્ય, સર્વ લીલા બનાવીને;
ભક્તને હૃદયે સ્થાપી શ્રી કૃષ્ણ પુરૂષોત્તમે.
બ્રહ્મ સ્મરણ મંત્ર આ, "શ્રીનાથ: શરણં મમ,"
સુખ દુઃખે સદા વંદુ, આચાર્ય મહાપ્રભુને.
શ્રી વલ્લભની કૃપાથી બીરાજે સ્વગૃહે નાથ,
પાસે રાખે યોગી જેમ સાવધાને ભજો સૌ.
સર્વદા સર્વ ભાવેથી, હેતુભૂત શ્રીનાથને,
ચરણે મન તન્મય, કરી સ્થાપો સર્વથા.

# પરમ સત્યરૂપ પરમાત્માનું ધ્યાન.

---

જે પરમાત્માથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય થાય છે, જે ઇશ્વર કાર્યરૂપ જગતમાં કારણ રૂપે વ્યાપી રહેલા છે, જે ઇશ્વર આ મિથ્યા જગતથી જુદા પણ છે અને જ્ઞાનરૂપ અને સ્વયં પ્રકાશ છે, જે ઇશ્વરે પોતાના જ્ઞાનરૂપ પ્રકાશથી માયા રૂપ કપટને ટાળી નાખ્યું છે, અને જે ઇશ્વરનો ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં તથા જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થામાં નાશ નથી; એવા સત્ય સ્વરૂપ અને સર્વથી શ્રેષ્ટ પરમાત્માનું અમો ધ્યાન કરીએ છીએ.



# અથશ્રી વિષ્ણુસહસ્ત્રનામ સ્તોત્ર



# ભાષાંતર.

॥ અથશ્રી વિષ્ણુસહસ્ત્રનામ પ્રારભ્યતે. ॥

**યસ્ય સ્મરણમાત્રેણ જન્મસંસારબંધનાત્ ।**
**વિમુચ્યતે નમસ્તસ્મૈ વિષ્ણવે પ્રભવિષ્ણવે ॥ ૧ ॥**

જેના ધ્યાન માત્રથી મનુષ્ય જન્મ મરણમાંથી મોક્ષ પામે એવા સમર્થ વિષ્ણુ ભગવાનને હું નમું છું.

**નમઃ સમસ્તભૂતાના માદિ ભૂતાય ભૂભૃને ।**
**અનેક રૂપરૂપાય વિષ્ણવે પ્રભવિષ્ણવે ॥ ૨ ॥**

સર્વ પ્રાણી માત્રથી પ્રથમ અનેક રૂપ ધારણ કરનાર એવા વિષ્ણુ ભગવાનને હું પગે લાગું છું.

**વૈશંપાયન ઉવાચ ॥**

**શ્રુત્વા ધર્માનિશેષેણ પાવનાનિ ચ સર્વશઃ ।**
**યુધિષ્ઠિરઃ શાંતનવં પુનરેવાભ્યભાષત ॥ ૩ ॥**

વશંપાયન બોલ્યા કે હે જન્મેજય! બધા ધર્મોને અને બધાં પવિત્ર વચનોને સાંભળી ભીષ્મપિતાને યુધિષ્ઠિર રાજાએ ફરીથી પૂછ્યું.

**યુધિષ્ઠિર ઉવાચ ॥**

**કિમેકં દૈવતં લોકે કિંવાપ્યેકં પરાયણમ્ ।**
**સ્તુવંતઃ કંકમર્ચંતઃ પ્રાપ્નુયુર્માનવાઃ શુભમ્ ॥૪॥**

યુધિષ્ઠિર પુછે છે કે આ લોકમાં શ્રેષ્ઠ દેવ કોણ? અને માણસો કોની સ્તુતિ કરવાથી અને કોને પૂજવાથી શુભ ફળને પામે?

**કો ધર્મઃ સર્વધર્માણાં ભવતઃ પરમો મતઃ ।**
**કિં જપન્મુચ્યતે જંતુર્જન્મસંસારબંધનાત્ ॥૫॥**

સર્વ ધર્મોમાં આપે શ્રેષ્ઠ ધર્મ કયો માનેલો છે?

અને માણુસ કોનો જપ કરવાથી જન્મ મરણુ વિગેરેમાંથી મુક્ત થાય છે ?

**ભીષ્મ ઉવાચ ॥**

જગત્પ્રભું દેવદેવમનંતં પુરૂષોત્તમમ્ ।
સ્તુવન્નામસહસ્રેણ પુરૂષઃ સતતોત્થિતઃ ॥ ૬ ॥

ભીષ્મએ જવાબ આપ્યો કે જગતના પ્રભુ, દેવના દેવ; નાશ રહિત, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા ભગવાનની સહસ્ત્ર નામથી સ્તુતિ કરે તો મુક્ત થાય.

તમેવ ચાર્ચયન્નિત્યં ભક્ત્યા પુરૂષમવ્યયમ્ ।
ધ્યાયન્ સ્તુવન્નમસ્યંશ્ચ યજમાનસ્તમેવચ ॥૭॥

નાશ રહિત પરમાત્માની ભક્તિથી નિત્ય પુજા કરનાર અને ધ્યાન કરનાર સ્તુતિ કરનાર માણુસ મુક્ત થાય છે.

અનાદિનિધનં વિષ્ણું સર્વલોક મહેશ્વરમ્ ।
લોકાધ્યક્ષં સ્તુવન્નિત્યં સર્વદુઃખતિગો ભવેત્॥ ૮॥

જન્મ-મરણુ રહિત સર્વ લોકમાં શ્રેષ્ઠ, લોકને પાલન કરનાર એવા શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરનાર માણુસ સર્વ દુઃખથી મુક્ત થાય છે.

બ્રહ્મણ્યં સર્વધર્મજ્ઞં લોકાનાં કીર્તિવર્ધનમ્ ।
લોકનાથં મહદ્ભૂતં સર્વભૂતભવોદ્ભવમ્ ॥ ૯ ॥

બ્રાહ્મણોનું હિત કરનાર સર્વ ધર્મોને જાણનાર; લોકોની કિર્તિને વધારનાર; લોકનાનાથ સર્વ પ્રાણીમાત્રને ઉત્પન્ન કરનાર; એવા વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવાથી દુઃખ નાશ પામે છે.

**એષ મે સર્વધર્માણાં ધર્મોધિકતમો મતઃ ।**
**યદ્‌ભકત્યા પુંડરીકાક્ષં સ્તવૈરર્ચેન્નરઃ સદા ॥૧૦॥**

સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ એ છે કે લાલ કમળ સરખા તેજવાળા ભગવાનની, મનુષ્યે ભક્તિથી નિત્ય સ્તુતિ કરવી પુજા કરવી.

**પરમં યો મહત્તેજઃ પરમં યો મહત્તપઃ ।**
**પરમં યો મહદ્‌બ્રહ્મ પરમં યઃ પરાયણમ્ ॥ ૧૧ ॥**

જે પરમાત્મા સર્વ શ્રેષ્ઠ મોટા તેજસ્વી છે, અને સર્વ શ્રેષ્ઠ મોટા તપ રૂપ છે અને શ્રેષ્ઠ બ્રહ્મ રૂપ અને મનુષ્યે મેળવવા યોગ્ય છે.

**પવિત્રાણાં પવિત્રં યો મંગલાનાં ચ મંગલમ્ ॥**
**દૈવતં દેવતાનાંચ ભૂતાનાં યોવ્યયઃ પિતા । ૧૨ ।**

પવિત્ર વસ્તુઓમાં પવિત્ર; મંગળ વસ્તુઓમાં મંગળરૂપ; દેવોના પણ દેવ અને પ્રાણીમાત્રના નાશ રહીત માતા પિતારૂપ છે.

યતઃ સર્વાણિ ભૂતાનિ ભવંત્યાદિ યુગાગમે ।
યસ્મિંશ્ચ પ્રલયં યાંતિ પુનરેવ યુગક્ષયે ।। ૧૩ ।।

તસ્ય લોકપ્રધાનસ્ય જગન્નાથસ્ય ભુપતે ।
વિષ્ણોર્નામસહસ્રં મે શૃણુ પાપભયાપહમ્ ।।૧૪।।

યુગની શરૂઆતમાં જેનાથી સર્વ પ્રાણી ઉત્પન્ન થાય છે અને પાછા યુગના અંતમાં સર્વ પ્રાણીઓ જે ભગવાનને વિષે લય પામે છે તેવા લોકના અધિષ્ઠાતા શ્રી વિષ્ણુ ભગવાનનાં, પાપને નાશ કરનારાં હજારો નામ હું તમોને કહું છું તે હે રાજા સાંભળો.

યાનિ નામાનિ ગૌણાનિ વિખ્યાતાનિ મહાત્મનઃ ।
ઋષિભિઃ પરિગીતાનિ તાનિ વક્ષ્યામિ ભૂતયે ।૧૫।

ભગવાનનાં પ્રસિદ્ધ અને ગુપ્ત નામો રૂષિઓએ ગાએલાં છે તે તમોને તમારા કલ્યાણને માટે કહું છું.

।। ઇતિ ઉપોદ્ઘાતઃ ।।



## અથ કરન્યાસઃ

ૐ અસ્ય શ્રી વિષ્ણોર્દિવ્યસહસ્રનામસ્તોત્રમંત્રસ્ય ભગવાન્ વેદવ્યાસ ઋષિઃ ।। શ્રી વિષ્ણુઃ પરમાત્મા દેવતા ।। અનુષ્ટુપ્ છંદઃ ।। અમૃતાંશૂદ્ભવો ભાનુરિતિ બીજમ્ ।। દેવકીનંદનઃ સ્રષ્ટેતિ શક્તિઃ ત્રિસામા સામગઃ સામેતિ હૃદયમ્ ।। શંખભૃન્નંદકી ચક્રીતિ કીલકમ્ ।। શાર્ઙ્ગ; ધન્વા ગદાધર ઇત્યસ્ત્રમ્ ।। રથાંગપાણિરક્ષોભ્ય ઇતિ કવચમ્ ।। ઉદ્ભવઃ ક્ષોભણો દેવ ઇતિ પરમો મંત્રઃ ।। શ્રી મહાવિષ્ણુપ્રીત્યર્થે જપે વિનિયોગઃ । વિશ્વં વિષ્ણુર્વષટ્કાર ઇત્યંગુષ્ઠાભ્યાં નમઃ ।। અમૃતાંશૂદ્ભવોભાનુરિતિ તર્જનીભ્યાં નમઃ ।। સુવર્ણ બિંદુ રક્ષોભ્ય ઇત્યનામિકાભ્યાં નમઃ ।। નિમિષોઽનિમિષઃ સ્રગ્વીતિ કનિષ્ઠિકાભ્યાં નમઃ ।। રથાંગપાણિ રક્ષોભ્ય ઇતિ કરતલકરપૃષ્ઠાભ્યાં નમઃ ।।

**વિનિયોગઃ**

આ વિષ્ણુસહસ્ર, સ્તોત્રના વેદવ્યાસ ઋષિ છે, વિષ્ણુ પરમાત્મા દેવતા છે; અનુષ્ટુપ્ છંદ છે; સૂર્ય ચંદ્ર બીજ છે; દેવકિના પુત્ર શક્તિરૂપ છે; સામવેદ હૃદય છે; શંખ ચક્રને ધારણ કરનાર ભગવાન્ કિલક રૂપ છે; ધનૂષ અને ગદાને ધારણ કરનાર પરમાત્મા અસ્ત્ર રૂપ છે; ચક્રને ધારણ કરનાર ભગવાન કવચ રૂપ છે; પ્રકૃતિ અને પુરૂષરૂપ ભગવાન્ પરમ મંત્ર છે; અને આનો ઉપયોગ હું વિષ્ણુ ભગવાનની પ્રસન્નતા મેળવવા કરૂં છું.

**ન્યાસઃ**

(૧) વષટ્કાર શબ્દ બોલી બે અંગુઠાને નમસ્કાર કરવા. (૨) ચંદ્ર અને સૂર્યનારાયણનાં નામ બોલી બે તર્જની આંગળીઓને નમસ્કાર કરવા. (૩) બ્રહ્માનું નામ બોલી વચલી આંગળીઓને નમસ્કાર કરવા. (૪) સારી આકૃતિવાળા ભગવાનનું નામ બોલી બે અનામિકા આંગળીઓને નમસ્કાર કરવા. (૫) પુષ્પની માળા ધારણ કરનાર ભગવાનનું નામ બોલી બે ટચલી આંગળીઓને નમસ્કાર કરવા. (૬) શંખ ચક્ર ધારણ કરનાર ભગવાનનું નામ બોલી બે હથેળીઓને નમસ્કાર કરવા.

**હૃદયાદિ ન્યાસઃ**

(૧) વષટ્કાર બોલી હૃદયને હાથ અડાડવો.

(૨) ચંદ્ર સૂર્યનું નામ બોલી માથાને.

(૩) બ્રહ્માનું નામ બોલી શિખાને.

(૪) સારી આકૃતિવાળા ભગવાનનું નામ બોલી બે હાથને.

(૫) વિષ્ણુ ભગવાનનું નામ બોલી બે આંખોને.

(૬) શંખ ચક્ર ધારણ કરનાર ભગવાનનું નામ બોલી માથા ઉપર ચપટી વગાડવી.



અથ ધ્યાનમ્

શાંતાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશં ।
વિશ્વાધારં ગગનસદૃશં મેઘવર્ણં શુભાંગમ્ ॥
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાનગમ્યં ।
વન્દે વિષ્ણુ ભવભયહરં સર્વલોકૈકનાથં ॥ ૧ ॥

શાંત આકૃતિવાળા સાપના ઉપર શયન કરનાર જેની નાભિમાં કમળ છે એવા અને દેવોને નિયમમાં રાખનારા વિશ્વના આધાર રૂપ આકાશના જેવા નિરાકાર; વર્ષાઋતુના વાદળ જેવા શ્યામ રંગવાળા, મંગળમય શરીરવાળા; લક્ષ્મિના સ્વામિ; કમળના જેવી આંખોવાળા યોગિઓએ ધ્યાન કરેલ; સંસારના ભયથી બચાવનારા સર્વ લોકના પાળનારા વિષ્ણુ ભગવાનનું હું ધ્યાન ધરૂં છું.

ૐ નમો ભગવતે વાસુદેવાય.

વિશ્વં વિષ્ણુર્વષટ્કારો ભૂતભવ્યભવત્પ્રભુઃ ।
ભૂતકૃદ્ભૂતભૃદ્ભાવો ભૂતાત્મા ભૂતભાવનઃ ૧

૧ ચૌદ લોકરૂપ ૨ સર્વ વ્યાપક ૩ વષટ્કારરૂપ ૪ ભૂત ભવિષ્ય અને વર્તમાનના જાણનારા ૫ બ્રહ્માના સ્વરૂપથી જગતને ઉત્પન્ન કરનારા ૬ સત્વગુણને ધારણ કરી સર્વ પ્રાણીઓનું પોષણ કરનારા ૭ જગતરૂપે દેખાતા ૮ સર્વ

પ્રાણીઓના અંતરાત્મા ૯ સર્વ પ્રાણીઓને કર્મ પ્રમાણે ફળ આપનારા.

**પૂતાત્મા પરમાત્મા ચ મુક્તાનાં પરમા ગતિઃ ।**
**અવ્યયઃ પુરુષઃ સાક્ષી ક્ષેત્રજ્ઞોઽક્ષર એવ ચ ॥ ૨ ॥**

૧૦ પવિત્ર સ્વરૂપવાળા ૧૧ શુદ્ધ સ્વરૂપવાળા ૧૨ મુક્ત પુરૂષોના આધારરૂપ ૧૩ વિકાર રહિત ૧૪ શરીરમાં રહેનારા ૧૫ સર્વ પ્રાણીઓને જોનારા ૧૬ સર્વનાં શરીર ઈત્યાદિને જાણનારા ૧૭ અવિનાશી,

**યોગો યોગવિદાં નેતા પ્રધાનઃ પુરુષેશ્વરઃ ।**
**નારસિંહવપુઃ શ્રીમાન્ કેશવઃ પુરુષોત્તમઃ ॥ ૩ ॥**

૧૮ જીવ અને ઇશ્વરની એકતા કરાવનારા યોગરૂપ ( સમાધિરૂપ ) ૧૯ યોગીઓના રક્ષણ કરનાર ૨૦ માયા અને જીવને નિયમમાં રાખનારા ૨૧ નૃસિંહ અવતાર ધારણ કરનારા ૨૨ છાતીમાં લક્ષ્મીને ધારણ કરનારા ૨૩ કેશી નામના દૈત્યને મારનારા ૨૪ સર્વ પુરૂષોમાં શ્રેષ્ઠ.

**સર્વઃ શર્વઃ શિવઃ સ્થાણુર્ભૂતાદિર્નિધિરવ્યયઃ ।**
**સંભવો ભાવનો ભર્તા પ્રભવઃ પ્રભુરીશ્વરઃ ॥ ૪ ॥**

૨૫ સર્વ વસ્તુનો નાશ અને ઉત્પત્તિને જાણનારા ૨૬ પ્રલય વખતે સર્વના બહારના જ્ઞાનને નાશ કરનારા ૨૭ ૨૭ કલ્યાણરૂપ ૨૮ નિરંતર સ્થિર રહેનારા ૨૯ સર્વ પ્રાણી

ઓને ઉત્પન્ન કરનારા ૩૦ પ્રલય વખતે જગતને પોતાના સ્વરૂપમાં લય કરનારા ૩૧ દુષ્ટોને મારી સાધુ પુરૂષોનું રક્ષણ કરનારા ૩૨ સર્વ પ્રાણીઓને પોતાના કર્મના યોગ્ય ફળ આપનારા ૩૩ સર્વ પ્રાણિ માત્રનું પોષણ કરનારા ૩૫ સર્વ કર્મમાં સમર્થ ૩૬ ઉપાધિ રહીત ઐશ્વર્યવાળા.

**સ્વયંભૂઃ શંભુરાદિત્યઃ પુષ્કરાક્ષો મહાસ્વનઃ ।**
**અનાદિનિધનો ધાતા વિધાતા ધાતુરુત્તમઃ ॥ ૫ ॥**

૩૭ જગતનું રક્ષણ કરવા માટે પોતાની મેળે ઉત્પન્ન થનારા ૩૮ પોતાના ભક્તોનું કલ્યાણ કરનારા ૩૯ સૂર્ય મંડળમાં રહેનારા ૪૦ કમળ જેવા નેત્રવાળા ૪૧ ત્રણ વેદથી ગવાતા૪૨ જન્મ મરણ રહિત ( આદિ અંતરહિત ) ૪૩ શિવાદિકરૂપે કર્મોના ફળો પ્રમાણે સુખ દુઃખ આપનારા ૪૪ શેષનાગ ઇત્યાદિને ધારણ કરનારા ૪૫ બ્રહ્મા, પૃથ્વી વિગેરે ભૂતોમાં ઉત્તમ.

**અપ્રમેયો હૃષીકેશઃ પદ્મનાભોઽમરપ્રભુઃ ।**
**વિશ્વકર્મા મનુસ્ત્વષ્ટા સ્થવિષ્ટઃ સ્થવિરોધ્રુવઃ ॥૬॥**

૪૬ જેનું સ્વરૂપ ન સમજી શકાય તેવા ૪૭ ઇન્દ્રિઓને ગતિ આપનારા ૪૮ જેની નાભિમાં કમળ છે એવા ૪૯ ઇન્દ્રાદિ દેવોના સ્વામિ ૫૦ વિશ્વને ઉત્પન્ન કરનારા ૫૧ વિશ્વનું મનન કરનારા ૫૨ વિશ્વનું સંહાર કરનારા ૫૩ મોટી મૂર્તિવાળા ૫૪ એક સરખા સ્વરૂપવાળા.

અગ્રાહ્યઃ શાશ્વતઃ કૃષ્ણો લોહિતાક્ષઃ પ્રતર્દનઃ ।
પ્રભુતસ્ત્રિકકુબ્ધામ પવિત્રં મંગલં પરમ્ ॥ ૭ ॥

૫૫ મન અને વાણીથી ન જાણી શકાય તેવા ૫૬ ત્રણુકાળમાં સરખા સ્વરૂપવાળા ૫૭ મેઘના સરખી શ્યામ મૂર્તિવાળા ૫૮ રાતાં નેત્રવાળા ૫૯ પ્રલય વખતે સર્વનો સંહાર કરનારા ૬૦ જ્ઞાન અને ઐશ્વર્યાદિકવાળા ૬૧ ઉપર નીચે અને મધ્યમાં વાસ કરનારા ૬૨ નિર્મળ સ્વરૂપ ૬૩ પરમ કલ્યાણરૂપ.

ઈશાનઃ પ્રાણદઃપ્રાણો જ્યેષ્ઠઃ શ્રેષ્ઠઃ પ્રજાપતિઃ ।
હિરણ્યગર્ભો ભૂગર્ભો માધવો મધુસૂદનઃ ॥ ૮ ॥

૬૪ સર્વ પ્રાણીઓને નિયમમાં રાખનાર ૬૫ સર્વના કાળરૂપ ૬૬ પ્રાણ વાયુ સ્વરૂપે સર્વને જીવાડનાર ૬૭ સર્વ કરતાં મોટા ૬૮ સર્વ કરતાં શ્રેષ્ઠ ૬૯ પ્રજાનું પાલન કરનારા ૭૦ સૂવર્ણના ઈંડામાં રહેનારા ૭૧ જેમના ઉદરમાં પૃથ્વી છે તેવા ૭૨ લોકોના સ્વામી ૭૩ મધુ દૈત્યનો નાશ કરનારા.

ઈશ્વરો વિક્રમી ધન્વી મેધાવી વિક્રમઃ ક્રમઃ ।
અનુત્તમો દુરાધર્ષઃ કૃતજ્ઞઃ કૃતિરાત્મવાન્ ॥ ૯ ॥

૭૪ સર્વ શક્તિમાન ૭૫ પરાક્રમ કરનારા ૭૬ ધનુષને ધારણ કરનારા ૭૭ બુદ્ધિશાળી ૭૮ ગરૂડ વિના સર્વ

ઠેકાણે જનારા ૭૯ જગતમાં ફરનારા ૮૦ સર્વ કરતાં વધારે શ્રેષ્ઠ ૮૧ દૈત્યોથી પણ પરાજય નહિ પામનારા ૮૨ માણસોનાં પાપ પુણ્ય જાણનારા ૮૩ પુરુષના પ્રયત્ન રૂપ ૮૪ આત્મ સ્વરૂપ.

**સુરેશઃ શરણં શર્મ વિશ્વરેતાઃ પ્રજાભવઃ ।**
**અહઃ સંવત્સરો વ્યાલઃ પ્રત્યયઃ સર્વદર્શનઃ ॥ ૧૦ ॥**

૮૫ દેવોના સ્વામી ૮૬ સર્વનાં દુઃખ હણનારા ૮૭ પરમાનંદ રૂપ ૮૮ વિશ્વનાં કારણરૂપ ૮૯ પ્રજાને ઉત્પન્ન કરનારા ૯૦ દિવસરૂપ ૯૧ વર્ષરૂપ ૯૨ સર્પની માફક પકડી નહિ શકાય તેવા ૯૩ ઉત્તમ બુદ્ધિથી જાણવા યોગ્ય ૯૪ સર્વ વસ્તુને જોનારા.

**અજઃ સર્વેશ્વરઃ સિદ્ધઃ સિદ્ધિઃ સર્વાદિરચ્યુતઃ ।**
**વૃષાકપિરમેયાત્મા સર્વયોગવિનિસૃતઃ ॥ ૧૧ ॥**

૯૫ જન્મ રહિત ૯૬ સર્વના સ્વામિ ૯૭ સર્વ કામને કરનારા ૯૮ સર્વ કાર્યના સ્વરૂપ ૯૯ ઉત્પત્તિ રહિત ૧૦૦ પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ નહિ થનારા ૧૦૧ સદ્ધર્મનું રક્ષણ કરનારા ૧૦૨ જેના સ્વરૂપનું માપ ન થઈ શકે તેવા ૧૦૩ સર્વ પ્રકારના કર્મબંધનથી મુક્ત થએલા.

**વસુર્વસુમનાઃ સત્યઃ સમાત્મા સંમિતઃ સમઃ ।**
**અમોઘઃ પુણ્ડરીકાક્ષો વૃષકર્મા વૃષાકૃતિઃ ॥૧૨॥**

૧૦૪ પ્રાણીમાત્રમાં વસનારા ૧૦૫ ઉદાર મનવાળા ૧૦૬ સત્ય સ્વરૂપ ૧૦૭ રાગદ્વેષ રહિત ૧૦૮ વસ્તુ માત્રથી નમાપી શકાય તેવા ૧૦૯ સર્વ કાલમાં એક સરખા સ્વરૂપવાળા ૧૧૦ સ્તુતિ કરનારા ભકતોને ફળ આપનાર ૧૧૧ કમળના સરખા નેત્રવાળા ૧૧૨ લોક હિતને માટે શાસ્ત્ર પ્રમાણે મર્યાદા પાળનારા ૧૧૩ સત્ય ધર્મ સ્થાપન કરવા માટે શરીર ધારણ કરનારા.

રૂદ્રો બહુશિરા બભ્રુર્વિશ્વયોનિઃ શુચિશ્રવાઃ ।
અમૃતઃ શાશ્વતઃ સ્થાણુ ર્વરારોહો મહાતપઃ ॥૧૩॥

૧૧૪ જગતનો સંહાર કરનારા ૧૧૫ ઘણા માથાવાળા ૧૧૬ સર્વનું પાલન કરનારા ૧૧૭ જગતને પેદા કરનારા ૧૧૮ પવિત્ર યશવાળા ૧૧૯ અમર અગર મરણ રહિત ૧૨૦ અચળ સ્વરૂપવાળા ૧૨૧ સુંદર અંગવાળા ૧૨૨ મહાન તપ કરનારા.

સર્વગઃ સર્વવિદ્ભાનુર્વિષ્વકૂસેનો જનાર્દનઃ ।
વેદો વેદવિદ્ વ્યંગો વેદાંગો વેદવિત્ કવિઃ ॥ ૧૪ ॥

૧૨૩ સર્વ ઠેકાણે જનારા ૧૨૪ દૈત્યોને નસાડનારા ૧૨૫ પાપીને નર્કમાં નાખનારા ૧૨૬ સંપૂર્ણ જ્ઞાનવાળા ૧૨૭ ચાર વેદને જાણનારા ૧૨૮ સર્વ જ્ઞાનથી સંપૂર્ણ ૧૨૯ વેદ વિગેરેના અંગોવાળા ૧૩૦ વેદનો વિચાર કરનારા ૧૩૧ સર્વ વસ્તુને સંપૂર્ણ રીતે જાણનારા.

લોકાધ્યક્ષઃ સુરાધ્યક્ષો ધર્માધ્યક્ષઃ કૃતાકૃતઃ ।
ચતુરાત્મા ચતુર્વ્યુહશ્ચતુર્દંષ્ટ્રશ્ચતુર્ભુજઃ ॥ ૧૫ ॥

૧૩૨ સર્વ ઉપર નજર રાખનારા ૧૩૩ દેવોમાં મુખ્ય ૧૩૪ સર્વ ધર્મોને જાણનારા ૧૩૫ કાર્ય અને કારણરૂપ (જગત અને માયારૂપ) ૧૩૬ બ્રહ્માદિક ચાર વિભુતિવાળા (બ્રહ્મા દક્ષક કાળ તથા સર્વ પ્રાણીઓ) ૧૩૭ શરીરરૂપી. ચાર વિભુતિવાળા (વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ) ૧૩૮ ચાર દાઢવાળા ૧૩૯ ચાર હાથવાળા.

ભ્રાજિષ્ણુર્ભોજનં ભોક્તા સહિષ્ણુર્જગદાદિજઃ ।
અનઘો વિજયોજેતા વિશ્વયોનિઃ પુનર્વસુઃ ॥૧૬॥

૧૪૦ પ્રકાશવાળા ૧૪૧ વૈભવરૂપ ૧૪૨ જીવરૂપ ૧૪૩ ક્ષમાવાળા ૧૪૪ બ્રહ્માને પેદા કરનારા ૧૪૫ સર્વ દોષોથી મુક્ત ૧૪૬ જ્ઞાન અને વૈરાગ્ય વિગેરેથી જગતને જીતનારા ૧૪૭ કામ, ક્રોધ વિગેરેને જીતનારા ૧૪૮ વિશ્વને પેદા કરનારા ૧૪૯ શરીરમાં વારંવાર આત્મા સ્વરૂપે નિવાસ કરનારા.

ઉપેંદ્રો વામનઃ પ્રાંશુરમોઘઃ શુચિરૂર્જિતઃ ॥
અતીંદ્રઃ સંગ્રહઃ સર્ગો ધૃતાત્મા નિયમોયમઃ ॥૧૭॥

૧૫૧ ઈન્દ્રના નાનાભાઇ ૧૫૨ વામન સ્વરૂપ ધારણ કરનારા ૧૫૩ વામનરૂપે પૃથ્વી ભરતી વખતે ઉંચા થયેલા

૧૫૪ સર્વને કર્મ પ્રમાણે ફલ આપનારા ૧૫૫ ભક્તોને પવિત્ર કરનારા ૧૫૬ મોટા બળવાળા ૧૫૭ ઐશ્વર્ય વિગેરે ગુણોથી ઇન્દ્રને જીતનારા ૧૫૮ સંહાર કરતી વખતે વસ્તુ માત્રનો નાશ કરનારા ૧૫૯ ઉત્પત્તિ વખતે સર્વને પેદા કરનારા ૧૬૦ સ્વરૂપને ધારણ કરનારા ૧૬૧ પ્રજાને અધિકારી બનાવનારાં કર્મ કરનારા ૧૬૨ સર્વને નિયમમાં રાખનારા.

**વેદ્યો વૈદ્યઃ સદાયોગી વીરહા માધવો મધુઃ ।**
**અતીંદ્રિયો મહા માયો મહોત્સાહો મહાબલઃ ॥૧૮॥**

૧૬૩ મુક્ત પુરૂષોને જાણવા યોગ્ય, ૧૬૪ સર્વ વિદ્યામાં કુશળ, (૧૬૫) નિત્ય સ્વરૂપમાં વાસ કરનારા, ૧૬૬ સદ્ધર્મનું રક્ષણ કરવા માટે અસુરોને મારનારા, ૧૬૭ માયાને વશ રાખનારા, ૧૬૮ ભક્તોને આનંદ આપનારા, ૧૬૯ ઇંદ્રિઓથી ન જીતાયેલા, ૧૭૦ મોટી માયાવાળાને પણ ભુલાવનારા ૧૭૧ જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરવા સમર્થ ૧૭૨ સર્વથી વધારે બળવાળા.

**મહા બુદ્ધિર્મહાવિર્યો મહા શક્તિર્મહાદ્યુતિઃ ।**
**અનિર્દેશયવપુઃ શ્રીમાનામેયાત્મા મહાદ્રિધૃક્ ॥૧૯॥**

૧૭૩ મહાન બુદ્ધિશાળી, ૧૭૪ મોટા પરાક્રમિ, ૧૭૫ મોટા શક્તિવાળા, ૧૭૬ મોટા પ્રકાશવાળા, ૧૭૭ જેનું સ્વરૂપ ન કળી શકાય તેવા, ૧૭૮ લક્ષ્મીના વાસરૂપ, ૧૭૯

જેની બુદ્ધિ કળી ન શકાય તેવા, ૧૮૦ મોટામાં મોટા ગોવર્ધન પર્વતને ધારણ કરનારા.

**મહેષ્વાસો મહીભર્તા શ્રીનિવાસઃ સતાંગતિઃ ।**
**અનિરૂદ્ધઃ સુરાનંદો ગોવિંદો ગોવિદાં પતિઃ ॥૨૦॥**

૧૮૧ મોટા ધનુષને ધારણ કરનારા, ૧૮૨ પૃથ્વીને ધારણ કરનારા, ૧૮૩ લક્ષ્મીને નિરંતર ધારણ કરનારા, ૧૮૪ સત્પુરૂષોને આશ્રય કરવા યોગ્ય, ૧૮૫ કોઇથી રોકી ન શકાય તેવા, ૧૮૬ દેવોને આનંદ આપનારા, ૧૮૭ વરાહ અવતારથી પૃથ્વીનું રક્ષણ કરનારા, ૧૮૮ વેદ વિગેરે જાણનારાઓમાં મુખ્ય.

**મરીચિર્દમનો હંસઃ સુપર્ણો ભુજગોત્તમઃ ।**
**હિરણ્ય નાભઃ સુતપાઃ પદ્મનાભઃ પ્રજાપતિઃ ॥૨૧॥**

૧૮૯ તેજસ્વીમાં અત્યંત તેજસ્વી, ૧૯૦ મનુ વિગેરેનો અવતાર લઇ પ્રજાને નિયમમાં રાખનારા, ૧૯૧ સંસારના ભયને નાશ કરનારા, ૧૯૨ ગરૂડરૂપ, ૧૯૩ શેષનાગરૂપ, ૧૯૪ સોનાના જેવી શોભિતિ નાભિવાળા, ૧૯૫ ઉત્તમ તપ કરનારા, ૨૯૬ કમળના જેવી ગોળ નાભિવાળા, ૧૯૭ પ્રજાનું પાલન કરનારા.

**અમૃત્યુઃ સર્વદૃક્ સિંહઃ સંધાતા સંધિમાન્સ્થિરઃ ।**
**અજો,દુર્મર્ષણઃ શાસ્તા વિશ્રુતાત્મા સુરારિહા ॥૨૨॥**

૧૯૮ મરણ રહિત, ૧૯૯ પ્રાણીમાત્રનાં કામોને જાણુ-નારા, ૨૦૦ દુષ્ટોનો નાશ કરનારા, ૨૦૧ પ્રાણીઓમાં સ્નેહ કરાવનારા, ૨૦૨ ભકતો ઉપર પ્રેમ રાખનારા, ૨૦૩ હંમેશાં પોતાના સ્વરૂપમાં અચળ રહેનારા, ૨૦૪ જન્મ રહિત, ૨૦૫ અસુરો જેના તેજને સહન ન કરી શકે તેવા, ૨૦૬ સર્વના ઉપર સત્તા રાંખનારા, ૨૦૭ સત્ય અને જ્ઞાનથી જેનું સ્વરૂપ પ્રસિદ્ધ છે એવા, ૨૦૮ દૈત્યોનો નાશ કરનારા.

**ગુરૂ ર્ગુરૂતમો ધામસત્યઃ સત્યપરાક્રમઃ ।**
**નિમિષોઽનિમિષઃસ્ત્રગ્વી વાચસ્પતિ રૂદારધિઃ ॥૨૩॥**

૨૦૯ બ્રહ્મા વિગેરેને વેદનો ઉપદેશ કરનારા, ૨૧૦ બ્રહ્મા વિગેરે ગુરૂઓના પણ ગુરૂ, ૨૧૧ સર્વ કામનાઓને પુરી પાડનારા, ૨૧૨ સત્ય સ્વરૂપ, ૨૧૩ સત્ય પરાક્રમવાળા, ૨૧૪ યોગ નિદ્રા વખતે આંખને મિચનારા, ૨૧૫ નિત્ય જ્ઞાનસ્વરૂપ હોવાથી આંખ નહિ મીંચનારા, ૨૧૬ ફુલની માળાઓને ધારણ કરનારા, ૨૧૭ બૃહસ્પતિના સરખી ઉદાર બુદ્ધિવાળા.

**અગ્રણીર્ગ્રામણીઃ શ્રીમાન્ ન્યાયો નેતા સમીરણઃ ।**
**સહસ્ત્રમૂર્ધા વિશ્વાત્મા સહસ્ત્રાક્ષઃ સહસ્ત્રપાત્ ॥૨૪॥**

૨૧૮ મુમુક્ષુઓને મોક્ષ આપનારા, ૨૧૯ સર્વ પ્રાણી-ઓના રાજા, ૨૨૦ લક્ષ્મીનાં પતિ તર્કશાસ્ત્રરૂપ, ૨૨૧

જગતના વ્યવહારને ચલાવનારા, ૨૨૨ પ્રાણીઓના શ્વાસરૂપ, ૨૨૪ અસંખ્ય માથાવાળા, ૨૨૫ સર્વના આત્મારૂપ, ૨૨૬ અસંખ્ય નેત્રોવાળા, ૨૨૭ અસંખ્ય પગવાળા.

**આવર્ત્તનો નિવૃત્તાત્મા સંવૃતઃ સંપ્રમર્દનઃ ।**
**અહઃ સંવર્તકો વહ્નિરનિલો ધરણીધરઃ ॥૨૫॥**

૨૨૮ ધર્મ સ્થાપવા અવતાર લેનારા, ૨૨૯ સંસારના બંધનથી મુક્ત સ્વરૂપવાળા, ૨૩૦ લોક દ્રષ્ટિથી માયામાં વીંટાયેલા, ૨૩૧ રૂદ્રકાળ વિગેરેથી જગતનો નાશ કરનારા, ૨૩૨ દીવસને ચલાવનારા, ૨૩૩ બ્રાહ્મણોએ હોમેલા બલિદાનને ગ્રહણ કરનારા, ૨૩૪ પવન મૂર્તિ, ૨૩૫ પૃથ્વીને ધારણ કરનારા.

**સુપ્રસાદઃ પ્રસન્નાત્મા વિશ્વધૃગ્વિશ્વભુગ્વિભુઃ ।**
**સત્કર્તા સત્કૃતઃ સાધુર્જહ્નુર્નારાયણોનરઃ ॥૨૬॥**

૨૩૬ શત્રુઓનું પણ હિત કરનારા, ૨૩૭ રજોગુણ અને તમોગુણથી મુક્ત ૨૩૮ જગતને ધારણ કરનારા, ૨૩૯ જગતને ભોગવનારા, ૨૪૦ અનેકરૂપ ધારણ કરનારા, ૨૪૧ ભક્તજનોનો આદર કરનારા, ૨૪૨ ભકતોએ બહુ માનેલા, ૨૪૩ ભકતોના મનોરથ પુરા કરનારા, ૨૪૪ સંહાર સમયે પ્રાણિને પોતાની તરફ દોરનારા, ૨૪૫ જળમાં શયન કરનારા, ૨૪૬ યોગ્ય માણસને મોક્ષ આપનારા.

**અસંખ્યેયોઽપ્રમેયાત્મા વિશિષ્ટઃશિષ્ટઃ કૃચ્છુચિઃ ।**
**સિદ્ધાર્થ સિદ્ધિસંકલ્પઃ સિદ્ધિદઃસિદ્ધિસાધનઃ ॥૨૭॥**

૨૪૭ ગણના ન થઈ શકે તેટલા સ્વરૂપવાળા, ૨૪૮ કોઇ પણ પ્રમાણથી ન સમજી શકાય તેવા, ૨૪૯ રૂપમાં શ્રેષ્ઠ, ૨૫૦ પાપિને મારનાર, ૨૫૧ કામ ક્રોધ વિગેરે મનના મેલથી રહિત; ૨૫૨ મુમુક્ષુના અર્થના સિદ્ધ કરનારા, ૨૫૩ સત્ય સંકલ્પવાળા, ૨૫૪ ભકતોને સિદ્ધ આપનારા, ૨૫૫ સિદ્ધિઓના સાધનરૂપ.

**વૃષાહી વૃષભો વિષ્ણુર્વૃષપર્વા વૃષોદરઃ ।**
**વર્ધનો વર્ધમાનશ્ચ વિવિક્તઃ શ્રુતિસાગરઃ ॥૨૮॥**

૨૫૬ ધર્મ મૂર્તિ ૨૫૭ ભકતોની શુભ ઇચ્છા પુરી કરનારા, ૩૫૮ સર્વ વ્યાપક, ૨૫૯ વૈકુંઠમાં જવાની ઇચ્છાવાળા ભકતોને પગથીઆરૂપ, ૨૬૦ ધર્મને પોતાના ઉદરમાં ધારણ કરનારા, ૨૬૧ ભકતોની ભક્તિને વધારનારા, ૨૬૨ સંસારરૂપે વૃદ્ધિને પામનારા, ૨૬૩ સંસારથી છુટા રહેનારા, ૨૬૪ ચાર વેદોના સમુદ્રરૂપ.

**સુભુજો દુર્ધરો વાગ્મી મહેંદ્રો વસુદો વસુઃ ।**
**નૈકરૂપો બૃહદ્રૂપઃ શિપિવિષ્ટઃ પ્રકાશનઃ ॥ ૨૯ ॥**

૨૬૫ સુંદર હાથવાળા, ૨૬૬ મહાદુઃખથી અંતઃકરણમાં ધારી શકાય તેવા, ૨૬૭ વાચાળ, ૨૬૮ મોટા ઈંદ્ર

જેવા, ૨૬૯ ઇચ્છાવાળાને ધન આપનાર, ૨૭૦ આકાશમાં રહેલા વાયુરૂપ, ૨૭૧ ઘણાં સ્વરૂપ ધારણ કરનારા, ૨૭૨ સર્વથી મોટા, ૨૭૩ સૂર્ય વિગેરેના કીરણોમાં રહેનારા, ૨૭૪ પ્રકાશ આપનારા.

**ઓજસ્તેજોદ્યુતિધરઃ પ્રકાશાત્મા પ્રતાપનઃ ।**
**ઋદ્ધઃ સ્પષ્ટાક્ષરો મંત્રશ્ચંદ્રાંશુર્ભાસ્કરદ્યુતિઃ ॥ ૩૧ ॥**

૨૭૫ બળ ઐશ્વર્ય અને કાન્તિને ધારણ કરનારા, ૨૭૬ સર્વને પ્રકાશ આપનારા, ૨૭૭ તેજથી જગતને તપાવનારા, ૨૭૮ ધર્મ. જ્ઞાન અને વૈરાગ્યથી ભરપુર, ૨૭૯ ૐકારનો જપ કરવાથી અંતઃકરણમાં જણાતા, ૨૮૦ ત્રણ વેદોના મંત્રરૂપ, ૨૮૧ ચંદ્રમાની માફક સર્વને આનંદ આપનારા, ૨૮૨ સૂર્યની કાન્તિની માફક સર્વને જીવાડનારા.

**અમૃતાંશૂદ્ભવોભાનુઃ શશબિંદુઃ સુરેશ્વરઃ ।**
**ઔષધં જગતઃ સેતુઃ સત્યધર્મપરાક્રમઃ ॥ ૩૧ ॥**

૨૮૩ ચંદ્રમાને ઉત્પન્ન કરનારા સમુદ્રરૂપ, ૨૮૪ સૂર્યરૂપ, ૨૮૫ ચંદ્રરૂપ, ૨૮૬ ઇંદ્રરૂપ, ૨૮૭ સંસારરૂપી રોગના ઔષધરૂપ, ૨૮૮ જગતની મર્યાદાનું રક્ષણ કરવા માટે કિનારારૂપ, ૨૮૯ ધર્મ જ્ઞાન વિગેરે ગુણોવાળા.

**ભૂતભવ્યભવન્નાથઃ પવનઃ પાવનોઽનલઃ ।**
**કામહા કામકૃત્કાંતઃ કામઃ કામપ્રદઃ પ્રભુઃ ॥૩૨॥**

૨૯૦ ત્રણુકાળમાં પ્રાણીમાત્રના સ્વામિરૂપ, ૨૯૧ પવનઃ રૂપ, ૨૯૨ સર્વ જગતને પવિત્ર કરનારા, ૨૯૩ ભકતોના પાપને બાળવામાં અગ્નિ સ્વરૂપ, ૨૯૪ ભકતોની વિષય વાસનાને નાશ કરનારા, ૨૯૫ ભકતોની શુભ ઇચ્છાને પુરી પાડનારા, ૨૯૬ અત્યંત સુંદર, ૨૯૭ ધર્મ વિગેરે પુરૂષાર્થની ઇચ્છાવાળાઓએ સ્તુતિ કરેલા, ૨૯૮ ઇચ્છાવાળાઓની ઇચ્છા પુરી પાડનારા, ૨૯૯ મહાસમર્થ.

**યુગાદિકૃદ્યુગાવર્તો નૈકમાયો મહાશનઃ ।।**
**અદૃશ્યોઽવ્યકતરૂપશ્ચ સહસ્રજિદનંતજિત્ ।।૩૩।।**

૩૦૦ સત્યયુગ વિગેરેને બનાવનાર, ૩૦૧ યુગોમાં ફેરફાર કરનારા, ૩૦૨ ઘણી રીતે માયા કરનારા, ૩૦૩ કાળરૂપે જગતને ભક્ષણ કરનારા, ૩૦૪ બુદ્ધિથી તથા ઇંદ્રિઓથી નહિ જણાય એવા, ૩૦૫ અત્યંત સુક્ષ્મ સ્વરૂપવાળા; ૩૦૬ અસંખ્ય દૈત્યોને મારનારા, ૩૦૭ રમત માત્રથી સર્વને જીતનારા.

**ઇષ્ટો વિશિષ્ટઃ શિષ્ટેષ્ટઃ શિખંડી નહુષો વૃષઃ ।।**
**ક્રોધહા ક્રોધકૃત્કર્તા વિશ્વબાહુર્મહીધરઃ ।। ૩૪ ।।**

૩૦૮ યજ્ઞ વિગેરેમાં પૂજવા યોગ્ય, ૩૦૯ સત્વ ગુણથી સર્વ કરતાં શ્રેષ્ઠ, ૩૧૦ વિદ્વાનોને પ્રિય, ૩૧૧ ગંભીર અને સુંદર બોલનારા, ૩૧૨ માયાથી પાપીઓને બંધનમાં નાખ-

નાશ, ૩૧૩ ભક્તની ઇચ્છા પુરી કરનાર, ૩૧૪ ક્રોધનો નાશ કરનારા, ૩૧૫ ક્રોધ કરનારા દૈત્યાદિનો નાશ કરનારા, ૩૧૬ બધી દિશાઓમાં હાથવાળા, ૩૧૭ સમર્થ પૃથ્વીને ધારણ કરનારા.

**અચ્યુતઃ પ્રથિતઃ પ્રાણઃ પ્રાણદો વાસવાનુજઃ ।**
**અપાંનિધિરધિષ્ઠાનમપ્રમત્તઃ પ્રતિષ્ઠિતઃ ॥૩૫॥**

૩૧૮ જન્મ વિગેરે વિકારોથી રહિત, ૩૧૯ મોટા કાર્યો કરવાથી જગતમાં પ્રખ્યાત, ૩૨૦ જગતને સુવાડનારા, ૩૨૧ પ્રાણિઓને બળ આપનારા, ૩૨૨ ઇંદ્રના નાનાભાઈ, ૩૨૩ સમુદ્રરૂપ, ૩૨૪ પ્રાણિઓને ઉત્પન્ન કરનારા, ૩૨૫ પ્રાણીઓને તેમનાં કર્મનું ફળ આપનારા, ૩૨૬ પોતાની સત્તામાં રહેનારા.

**સ્કંદઃ સ્કંદધરો ધુર્યો વરદો વાયુવાહનઃ ।**
**વાસુદેવો બૃહદ્ભાનુરાદિદેવઃ પુરંદરઃ ॥ ૩૬ ॥**

૩૨૭ વાયુ સ્વરૂપે સર્વને સુકાવનારા, ૩૨૮ ધર્મનું રક્ષણ કરનારા, ૩૨૯ પ્રાણીઓના જન્મ મરણની વ્યવસ્થા કરનારા, ૩૩૦ ભકતોને વરદાન આપનારા, ૩૩૧ વાયુ જેવા વેગવાળા, ૩૩૨ વસુદેવના પુત્ર, ૩૩૩ પોતાના મોટા કિરણોથી જગતને પ્રકાશ આપનારા, ૩૩૪ જગતના દેવોમાં મુખ્ય, ૩૩૫ દૈત્યનાં નગરોનો નાશ કરનારા.

**અશોકસ્તારણસ્તારઃ શૂરઃ શૌરિર્જનેશ્વરઃ ।**
**અનુકૂલઃ શતાવર્તઃ પદ્મી પદ્મનિભેક્ષણઃ ॥૩૭॥**

૩૩૬ અંતઃકરણ વિગેરેની ઉર્મિઓથી રહિત, ૩૩૭ દુઃખરૂપ સંસારમાંથી ભકતોને બચાવનારા, ૩૩૮ મનુષ્યોને દુઃખમાંથી બચાવનારા, ૩૩૯ શૂરવીર, ૩૪૦ શૂર નામના યાદવના વંશમાં જન્મેલા, ૩૪૧ સર્વ પ્રાણીઓના સ્વામી, ૩૪૨ પ્રાણીમાત્રને તેમના કર્મ પ્રમાણે અનુકુળતા કરી આપનારા, ૩૪૩ ધર્મનું રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર વારંવાર જન્મ લેનારા, ૩૪૪ હાથમાં કમળ ધારણ કરનારા, ૩૪૫ કમળની પાંખડી જેવી આંખોવાળા.

**પદ્મનાભોઽરવિંદાક્ષઃ પદ્મગર્ભઃ શરીરભૃત્ ।**
**મહર્દ્ધિૠદ્ધો વૃદ્ધાત્મા મહાક્ષો ગરૂડધ્વજઃ ॥ ૩૮ ॥**

૩૪૬ નાભિમાં કમળને ધારણ કરનારા, ૩૪૭ કમળની પાંખડી જેવી મોટી આંખોવાળા, ૩૪૮ ભકતોએ અંતઃકરણમાં ધ્યાન કરવા યોગ્ય, ૩૪૯ સર્વના શરિરોનું પોષણ કરનારા ૩૫૦ મોટી મોટી સમૃદ્ધિવાળા, ૩૫૧ આ સંસારમાં પોતાની મરજી પ્રમાણે બંધન થયેલ, ૩૫૨ સર્વથી જુના ૩૫૩ મોટા નેત્રવાળા, ૩૫૪ ગરૂડની નીશાનીની ધ્વજાવાળા.

**અતુલઃ શરભો ભીમઃ સમયજ્ઞો હવિર્હરિઃ**
**સર્વલક્ષણલક્ષણ્યો લક્ષ્મીવાન્ સમિતિંજયઃ ॥૩૯॥**

૩૫૫ કોઈની સાથે સરખામણીમાં ન આવી શકે તેવા, ૩૫૬ દરેક પ્રાણીઓને જ્ઞાન આપનારા, ૩૫૭ પાપીઓને ભય આપનારા, ૩૫૮ સમયને સમજનારા, ૩૫૯ યજ્ઞમાં હોમેલા બલિને ભક્ષણ કરનારા, ૩૬૦ દરેક શુભ ચિહ્નોથી જાણવા યોગ્ય, ૩૬૧ લક્ષ્મિવાળા, ૩૬૨ યુદ્ધમાં જય મેળવનારા.

**વિક્ષરો રોહિતો માર્ગોહેતુર્દામોદરઃ સહઃ ।**
**મહીધરો મહાભાગો વેગવાનમિતાશનઃ ॥ ૪૦ ॥**

૩૬૩ નાશ રહિત, ૩૬૪ મત્સ્યાવતારને ધારણ કરનારા, ૩૬૫ ધર્મ માર્ગને ચલાવનારા, ૩૬૬ માયારૂપી દોરીને ઉદરમાં રાખનારા, ૩૬૭ દૈત્યોના બળને સહન કરનારા, ૩૬૮ પોતાની સત્તાથી પૃથ્વીને ધારણ કરનારા, ૩૬૯ મોટા ભાગ્યશાળી, ૩૭૦ મોટા વેગવાળા, ૩૭૧ સૃષ્ટિનો સંહાર કરનારા.

**ઉદ્ભવઃ ક્ષોભણો દેવઃ શ્રીગર્ભઃ પરમેશ્વરઃ ।**
**કરણં કારણં કર્તા વિકર્તા ગહનો ગુહઃ ॥ ૪૧ ॥**

૩૭૨ જગતને બનાવનારા, ૩૭૩ જીવોને કર્મ પ્રમાણે

ફળ આપવા માટે પ્રકૃતિ અને પુરૂષને ચલાવનારા. ૩૭૪ અનેક પ્રકારની રમતો કરનારા, ૩૭૫ પોતાના ઉદરમાં બધી વિકૃતિને ધારણ કરનારા, ૩૭૬ અતિ શ્રેષ્ઠ, ૩૭૭ સર્વ સાધનોથી ઉત્તમ સાધનરૂપ, ૩૭૮ પૃથ્વી વિગેરેને ઉત્પન્ન કરનારા, ૩૭૯ સર્વ રીતે સ્વતંત્ર, ૩૮૦ અનેક પ્રકારની સૃષ્ટિને રચનારા, સામાન્ય બુદ્ધિથી ન જાણી શકાય તેવા, ૩૮૨ માયાવડે પોતાના સ્વરૂપને ઢાંકી દેનારા.

**વ્યવસાયો વ્યવસ્થાનઃ સંસ્થાનઃ સ્થાનદોધ્રુવઃ ।**
**પરર્ધિઃ પરમઃ સ્પષ્ટસ્તુષ્ટઃ પુષ્ટઃ શુભેક્ષણઃ ॥૪૨॥**

૩૮૩ નિશ્ચયરૂપ, ૩૮૪ જગતમાં વર્ણ અને આશ્રમની વ્યવસ્થા કરનારા, ૩૮૫ પ્રલય વેળા પ્રાણીઓને પોતામાં લીન કરનારા, ૩૮૬ ધ્રુવ વિગેરે ભકતોને નિવાસસ્થાન આપનારા, ૩૮૭ અવિચળ, ૩૮૮ સર્વથી મોટી સમૃદ્ધિવાળા, ૩૮૯ વિશ્વમાં સર્વ કરતાં શ્રેષ્ઠ, ૩૯૦ પ્રાણિમાત્રને અનુભવ કરવાથી સ્પષ્ટ દેખાતા, ૩૯૧ ભકતો ઉપર ખુશી થનારા, સર્વરૂપે પૂર્ણ, ૩૯૨ સુંદર આંખોવાળા.

**રામો વિરામો વિરજો માર્ગોનેયો નયોઽનયઃ ।**
**વીરઃ શક્તિમતાં શ્રેષ્ઠો ધર્મો ધર્મવિદુત્તમઃ ॥૪૩॥**

૩૯૪ યોગીઓના મનને રમવાના સ્થાનરૂપ, ૩૯૫ નાશ વખતે લય પામવાના સ્થાનરૂપ, ૩૯૬ રજોગુણ તથા

તમોગુણથી રહિત, ૩૯૭ મુમુક્ષુ માણસોને મોક્ષના સાધન રૂપ, ૩૯૮ ઉત્તમ જ્ઞાનથી પામવા યોગ્ય, ૩૯૯ જગતને વશ રાખનારા, ૪૦૦ સર્વ રીતે સ્વતંત્ર, ૪૦૧ પરાક્રમિ, ૪૦૨ શક્તિવાળાઓમાં શ્રેષ્ઠ, ૪૦૩ સર્વના ઉદ્ધાર કરનારા, ૪૦૪ ધર્મ જાણનારાઓમાં શ્રેષ્ટ.

**વૈકુંઠઃ પુરુષઃ પ્રાણઃ પ્રાણદઃ પ્રણવઃ પૃથુઃ ।**
**હિરણ્યગર્ભઃ શત્રુઘ્નો વ્યાપ્તો વાયુરધોક્ષજઃ ॥૪૪॥**

૪૦૫ વૈરાટરૂપ, ૪૦૬ શરીરરૂપી નગરમાં રહેનારા, ૪૦૭ પ્રાણરૂપ, ૪૦૮ પ્રાણિઓને પ્રાણ આપનારા, ૪૦૯ ૐકારરૂપ, ૪૧૦ જગતરૂપે વિસ્તાર પામતા, ૪૧૧ માયા-રૂપે પ્રગટ થનારા, ૪૧૨ દૈત્યોનો નાશ કરનારા, ૪૧૩ કારણરૂપે સર્વમાં રહેલ, ૪૧૪ વાયુરૂપ. ૪૧૫ જ્ઞાનેંદ્રિયો જેને પહોંચી શકતી નથી તેવા.

**ઋતુઃ સુદર્શનઃ કાલઃ પરમેષ્ઠીપરિગ્રહઃ ।**
**ઉગ્રઃ સંવત્સરો દક્ષો વિશ્રામો વિશ્વદક્ષિણઃ ૪૫ ॥**

૪૧૬ વસંતાદિક ઋતુરૂપ, ૪૧૭ સુંદર દર્શનવાળા, ૪૧૮ પ્રલય સમયે સર્વનો નાશ કરનારા, ૪૧૯ પોતાના મહિમામાં રહેનારા, ૪૨૦ ભક્તિભાવે અર્પણ કરેલ પત્ર પુષ્પ વિગેરે ગ્રહણ કરનારા, ૪૨૧ સૂર્યાદિકને પણ ભય પ-માડનારા, ૪૨૨ જેમાં પ્રાણીઓ એકી સાથે રહી શકે તેવા,

૪૨૩ દરેક કામ કરવામાં કુશળ, ૪૨૪ દુઃખી માણસોને વિશ્રાન્તિ આપનાર, ૪૨૫ દરેક કરતાં બહુ કુશળ.

**વિસ્તારઃ સ્થાવરઃ સ્થાણુઃ પ્રમાણં બીજમવ્યયમ્ ।**
**અર્થોઽનર્થો મહાકોશો મહાભોગો મહાધનઃ ॥ ૪૬ ॥**

૪૨૬ જગતને વિસ્તાર પામવાનું સ્થાન, ૪૨૭ નિત્ય સ્થીર રહેનારાં, ૪૨૮ પ્રત્યક્ષ વિગેરે પ્રમાણરૂપ, ૪૨૯ નાશ રહિત, ૪૩૦ પરમસુખ આપનારા, ૪૩૧ સર્વ ઈચ્છાઓથી રહિત, ૪૩૨ પંચકોષથી ઢંકાયેલા, ૪૩૩ પરમસુખરૂપ, ૪૩૪ ભોગનાં સાધનરૂપ પુષ્કળ ધનવાળાં.

**અનિર્વિણ્ણઃ સ્થવિષ્ઠોઽભૂર્ધર્મયૂપો મહામખઃ ।**
**નક્ષત્રનેમિ ર્નક્ષત્રી ક્ષમઃ ક્ષામઃ સમીહનઃ ॥ ૪૭ ॥**

૪૩૫ નિત્ય શોકથી રહિત, ૪૩૬ વિરાટરૂપ, ૪૩૭ નિરંતર રહેનારા, ૪૩૮ સત્ધર્મના સ્થાનરૂપ, ૪૩૯ મોટા યજ્ઞરૂપ, ૪૪૦ ધ્રુવના વાસ તથા સ્થાન, ૪૪૧ ચંદ્રમારૂપ, ૪૪૨ સર્વ કામ કરવામાં શક્તિવાન, ૪૪૩ પ્રાણિમાત્રમાં પોતાના સ્વરૂપથી રહેનારા, ૪૪૪ જીવોના કર્મ પ્રમાણે પ્રેરણા કરનારા.

**યજ્ઞ ઇજ્યો મહેજ્યશ્ચ ક્રતુઃ સત્ર સતાંગતિઃ ।**
**સર્વદર્શી વિમુક્તાત્મા સર્વજ્ઞો જ્ઞાનમુત્તમમ્ ॥ ૪૮ ॥**

૪૪૫ યજ્ઞરૂપ, ૪૪૬ પૂજવા યોગ્ય, ૪૪૭ સર્વ દેવોને

પૂજન કરવા યોગ્ય, ૪૪૮ યજ્ઞના પશુને બાંધવાના સ્તંભરૂપ, ૪૪૯ ભકતોનું રક્ષણ કરનારા, ૪૫૦ ભકતોના આશ્રયરૂપ, ૪૫૧ પ્રાણિમાત્રને જોનારા, ૪૫૨ નિત્ય પોતાના સ્વભાવથી મુક્ત, ૪૫૨ વસ્તુમાત્રના સ્વરૂપને જાણનારા, ૪૫૪ શ્રેષ્ઠ જ્ઞાનરૂપ.

**સુવ્રતઃ સુમુખઃ સૂક્ષ્મઃ સુઘોષઃ સુખદઃ સુહૃત્।**
**મનોહરો જીતક્રોધો વીરબાહુર્વિદારણઃ ॥ ૪૯ ॥**

૪૫૫ ભકતોને અભય આપવા માટે સારાં વ્રત ધારણ કરનારા, ૪૫૬ સુંદર મુખવાળા, ૪૫૭ સર્વ કરતાં સૂક્ષ્મ, ૪૫૮ વેદ વિગેરેનું ગાયન કરતી વખતે સુંદર શબ્દવાળા, ૪૫૯ ભક્ત માણસોને અખંડ સુખ આપનારા, ૪૬૦ કંઇ પણ સ્વાર્થ વગર પ્રાણીઓનું કલ્યાણ કરનારા, ૪૬૧ દર્શન માત્રથી ભકતોનાં મનને વશ કરનારા, ૪૬૨ ક્રોધને જીતનારા, ૪૬૩ પરાક્રમિ હાથવાળા, ૪૬૪ અધર્મિનો નાશ કરનારા.

**સ્વાપનઃ સ્વવશો વ્યાપી નૈકાત્મા નૈકકર્મકૃત્ ।**
**વત્સરો વત્સલો વત્સી રત્નગર્ભો ધનેશ્વરઃ ॥ ૫૦ ॥**

૪૬૫ માયાથી પ્રાણીમાત્રને વશ કરનારા, ૪૬૬ સ્વતંત્ર, ૪૬૭ સર્વવ્યાપક, ૪૬૮ ભકતોનું કામ કરવા અનેકરૂપ ધારણ કરનારા, ૪૬૯ જગતનિ ઉત્પત્તિ સ્થીતિ અને પ્રલય કરનારા, ૪૭૦ બધાના નિવાસરૂપ, ૪૭૧ ભકતો ઉપર બહુ

પ્રેમ રાખનારા, ૪૭૨ પ્રાણિમાત્રને પ્રજાની માફક પાળનારા, ૪૭૩ પોતાના ઉદરમાં રત્નોને ધારણ કરનારા, ૪૭૪ કુબેરરૂપ.

**ધર્મગુબ્ધર્મકૃદ્ધર્મી સદસત્ક્ષરમક્ષરમ્ ।**
**અવિજ્ઞાતા સહસ્રાંશુ વિધાતા કૃતલક્ષણઃ ॥ ૫૧ ॥**

૪૭૫ સતધર્મનું રક્ષણ કરનાર, ૪૭૬ ધર્મની મર્યાદા પાળનારા, ૪૭૭ ધર્મને અનુસરનારા, ૪૭૮ જગતને ઉત્પન્ન કરનારા, ૪૭૯ જગત સારૂપ; ૪૮૦ પદાર્થરૂપે નાશવાન, ૪૮૧ નિર્વિકાર, ૪૮૨ પોતાના ભક્તોના દોષ નહિ જોનારા, ૪૮૩ સુર્યરૂપ, ૪૮૩ પદાર્થમાત્રને ઉત્પન્ન કરનારા, ૪૮૫ પોતાની છાતીમાં શ્રીવત્સનું ચિહ્ન ધારણ કરનારા.

**ગભસ્તિનેમિઃ સત્વસ્થઃ સિંહો ભૂતમહેશ્વરઃ ।**
**આદિદેવો મહાદેવો દેવેશો દેવભૃદ્ગુરૂઃ ॥ ૫૨ ॥**

૪૮૬ ચંદ્ર અને સૂર્યરૂપ, ૪૮૭ પ્રાણીમાત્રમાં સત્વ ગુણરૂપે રહેલ, ૪૮૮ સિંહના જેવા પરાક્રમિ, ૪૮૯ પ્રાણિમાત્ર કરતાં મોટા, ૪૯૦ બ્રહ્મા વિગેરેના પણ દેવ, ૪૯૧ પોતાના આત્મામાં રમનારા, ૪૯૨ દેવોના પણ દેવ, ૪૯૩ બૃહસ્પતિરૂપ.

**ઉત્તરો ગોપતિ ર્ગોપ્તા જ્ઞાનગમ્યઃ પુરાતનઃ ।**
**શરીરભૂતભૃદ્ ભોક્તા કપીંદ્રો ભૂરિદક્ષિણઃ ॥ ૫૩ ॥**

૪૯૪ ભક્તોને તારનારા, ૪૯૫ ઇન્દ્રિયોનું રક્ષણ કરનારા, ૪૯૬ જગતનું રક્ષણ કરનારા, ૪૯૭ જ્ઞાનથી જાણવા યોગ્ય, ૪૯૮ ઘણા જુના પુરૂષરૂપ, ૪૯૯ પાંચભૂતોનું પોષણ કરનારા, ૫૦૦ અત્યંત આનંદ ભોગવનારા, ૫૦૧ રામચંદ્રરૂપ, ૫૦૨ રામ વિગેરેના રૂપથી બ્રાહ્મણોને દક્ષિણા આપનારા.

## સોમપોઽમૃતપઃ સોમઃ પુરૂજિત્ પુરૂસત્તમઃ ।।
## વિનયો જયઃ સત્યસંધો દાશાર્હઃ સાત્વતાંપતિઃ ।।૫૪।।

૫૦૩ યજ્ઞમાં સોમરસનું પાન કરનારા, ૫૦૪ અમૃતનું પાન કરનારા, ૫૦૫ ચંદ્રરૂપ, ૫૦૬ ઘણા દૈત્યોને મારનારા, ૫૦૭ વિશ્વરૂપ, ૫૦૮ દુષ્ટોને નિયમમાં રાખનારા, ૫૦૯ અધર્મથી બચાવનારા, ૫૧૦ સત્યઃપ્રતિજ્ઞાવાળા, ૫૧૧ ભક્તોની ઇચ્છા પુરી કરનારા, ૫૧૨ ભક્તોનું યોગક્ષેમ ચલાવનારા.

## જીવો વિનયિતા સાક્ષી મુકુંદોઽમિતવિક્રમઃ ।
## અમ્ભોનિધિ રનંતાત્મા મહોદધિશયોઽન્તકઃ ।।૫૫।।

૫૧૩ શરીરમાં જીવરૂપ, ૫૧૪ માણસોને વિનય શીખવનારા, ૫૧૫ જ્ઞાનીઓને મોક્ષ આપનારા, ૫૧૬ ઘણા પરાક્રમવાળા, ૫૧૭ સમુદ્રરૂપ, ૫૧૮ માપ ન થઇ શકે એવા સ્વરૂપવાળા ૫૧૯ પ્રલય વખતે યોગ નિંદ્રાથી શયન કરનારા, ૫૨૦ પ્રાણીઓનો નાશ કરનારા કાળ સ્વરૂપ.

**અજો મહાર્હઃ સ્વાભાવ્યો જીતામિત્રઃ પ્રમોદનઃ ।**
**આનંદો નંદનો નંદઃ સત્યધર્મા ત્રિવિક્રમઃ ॥૫૬॥**

૫૨૧ જન્મ રહિત, ૫૨૨ પૂજવા યોગ્ય, ૫૨૩ સ્વાભાવિક રીતે પ્રગટ થનારા, ૫૨૪ દરેક શત્રુઓનો નાશ કરનારા, ૫૨૫ આત્મજ્ઞાનરૂપ, અમૃતનો આશ્રય લેનારા, ૫૨૬ પરમાનંદરૂપ, ૫૨૭ ભક્તોને પ્રસન્ન કરનારા, ૫૨૮ દરેક સંપત્તિઓથી જોડાયેલા, ૫૨૯ જ્ઞાન વિગેરે સત્ય ધર્મ પાળનારા, ૫૩૦ વામન અવતાર લેનારા.

**મહર્ષિઃ કપિલાચાર્યઃ કૃતજ્ઞો મેદિનીપતિઃ ।**
**ત્રિપદસ્ત્રિદશાધ્યક્ષો મહાશૃંગઃ કૃતાંતકૃત્ ॥૫૭॥**

૫૩૧ કપિલરૂપ, ૫૩૨ ચૈતન્યરૂપ, ૫૩૩ પૃથ્વીના સ્વામિ ૫૩૪ ત્રણુલોકરૂપ, ૫૩૫ દેવના અધ્યક્ષ, ૫૩૬ શીંગડાવાળા મત્સ્યનો અવતાર લેનારા ૫૩૭ મહાકાળરૂપ.

**મહાવરાહો ગોવિંદઃ સુષેણઃ કનકાંગદી ।**
**ગુહ્યો ગભીરો ગહનો ગુપ્તશ્ચક્રગદાધરઃ ॥૫૮॥**

૫૩૮ મોટા વરાહરૂપ, ૫૩૯ ઉપનિષદો વડે જાણવા યોગ્ય, ૫૪૦ ભક્તના સૈન્યવાળા, ૫૪૧ સોનાના બાજુબંધવાળા, ૫૪૨ હૃદયમાં ગુપ્ત રહેલા, ૫૪૩ પુષ્કળ જ્ઞાન ઐશ્વર્ય અને બળવાળા, ૫૪૪ ત્રણ અવસ્થાઓમાં સાક્ષિ, ૫૪૫

મન તથા વાણીથી ન જણાય તેવા, ૫૪૬ જગતનું રક્ષણ કરવા માટે મન તથા બુદ્ધિરૂપ ગદા અને ચક્રને ધારણ કરનારા.

**વેધાઃ સ્વાંગોજિતઃ કૃષ્ણોદૃઢઃ સંકર્ષણોઽચ્યુતઃ ।**
**વરૂણો વારૂણો વૃક્ષઃ પુષ્કરાક્ષો મહામનાઃ ॥૫૯॥**

૫૪૭ વિધાતારૂપ ૫૪૮ દરેક કાર્યોમાં પોતાનીજ સહાય લેનારા, ૫૪૯ કોઇનાથી જીતી શકાય નહિ તેવા, ૫૫૦ વેદ વ્યાસરૂપ, ૫૫૧ સામર્થ્યથી નહિ પડનાર, ૫૫૨ જગતનો સંહાર કરતી વખતે પ્રાણીઓને ખેંચનારા, ૫૫૩ નિરંતર પોતાના ધર્મમાં વિકાર વિના રહેનાર, ૫૫૪ વરવા યોગ્ય, ૫૫૫ વસિષ્ઠરૂપ, ૫૫૬ વૃક્ષની માફક અચળ રહેનાર, ૫૫૭ હૃદય કમળમાં પ્રકાશ આપનાર ૫૫૮ ભક્તો પ્રત્યે બહુ ઉદાર મનવાળા.

**ભગવાન્ ભગહા નંદી વનમાલી હલાયુધઃ ।**
**આદિત્યો જ્યોતિરાદિત્યઃ સહિષ્ણુ ર્ગતિસત્તમઃ॥૬૦॥**

૫૫૯ નિરંતર સંપૂર્ણ જ્ઞાન વિગેરે છ સંપત્તિવાળા, ૫૬૦ અધર્મીઓનાં ઐશ્વર્યનો નાશ કરનાર, ૫૬૧ સ્વભાવથી સુખરૂપ ૫૬૨ તુલસીની માળા ધારણ કરનાર ૫૬૩ હળ-રૂપ શસ્ત્રને ધારણ કરનાર, ૫૬૪ અદિતિના પુત્ર, ૫૬૫ સૂર્યમાં જ્યોતિરૂપ રહેલ, ૫૬૬ સુખ દુઃખ વિગેરેને પ્રસન્ન મુખવડે સહન કરનારા, ૫૬૭ સર્વથી ઉત્તમ ગતિવાળા.

**સુધન્વા ખંડપરશુર્દારૂણો દ્રવિણપ્રદઃ ।**
**દિવસ્પૃક્ સર્વદૃગ્વ્યાસો વાચસ્પતિરયોનિજઃ ॥૬૧॥**

૫૬૮ શાર્ઙ્ગ નામના ધનુષને ધારણ કરનાર, ૫૬૯ પરશુરામના સ્વરૂપથી કુહાડો ધારણ કરનાર, ૫૭૦ પાપીઓને ભય આપનાર, ૫૭૧ ભક્તોની ઇચ્છા પાર પાડનારા, ૫૭૨ સ્વર્ગનો સ્પર્શ કરનારા, ૫૭૩ વેદનો ભાગ પાડનારા, ૫૭૪ વિદ્યાના સ્વામી, ૫૭૫ સ્વયંભૂ.

**ત્રિસામા સામગઃ સામનિર્વાણં ભેષજં ભિષક્ ।**
**સંન્યાસકૃચ્છમઃ શાંતો નિષ્ઠાશાંતિઃ પરાયણઃ ॥૬૨॥**

૫૭૬ ત્રણ સામવેદથી સ્તુતી કરતા, ૫૭૭ સામવેદનું ગાન કરનારા, ૫૭૮ સામવેદ રૂપ, ૫૭૯ માયા રહીત, ૫૮૦ સંસારરૂપ મહારોગને નાશ કરનારા, ૫૮૧ જીવોને જ્ઞાનઆપી સંસારમાંથી બચાવનારા, ૫૮૨ મોક્ષની પ્રાપ્તી માટે સંન્યાસ આશ્રસમ ધારણ કરનારા, ૫૮૩ શાન્તિનો ઉપદેશ કરનારા, ૫૮૪ વિષયસુખમાં પ્રેમ રહીત, ૫૮૫ અજ્ઞાનથી બચાવનારા.

**શુભાંગઃ શાંતિદઃ સ્ત્રષ્ટા કુમુદઃ કુવલેશયઃ ।**
**ગોહિતો ગોપતિ ગોપ્તા વૃષભાક્ષો વૃષપ્રિયઃ ॥૬૩॥**

૫૮૬ સુંદર અંગોવાળા, ૫૮૭ શાંતી આપનારા, ૫૮૮ પદાર્થ માત્રને બનાવનારા, ૫૮૯ સર્વને આનંદ આપનારા ચંદ્રરૂપ,

૫૯૦ શેષનાગ ઉપર શયન કરનારા, ૫૯૧ ઇંદ્રિયોનું હિત કરનારા, ૫૯૨ પૃથ્વીનું પાલન કરનારા, ૫૯૩ સર્વ જગતનું રક્ષણ કરનારા, ૫૯૪ ધર્મરૂપ દૃષ્ટિવાળા, ૫૯૫ ધર્મ ઉપર પ્રેમ રાખનારા,

**અનિવર્તી નિવૃત્તાત્મા સંક્ષેપ્તા ક્ષેમકૃચ્છિવઃ ।**
**શ્રીવત્સવક્ષા શ્રીવાસઃ શ્રીપતિઃ શ્રીમતાંવરઃ ॥૬૪॥**

૫૯૬ અસુરોની સામે લડનારા, ૫૯૭ પવિત્ર મનવાળા, ૫૯૮ જગતને ટુંકું કરનારા, ૫૯૯ શરણે આવેલા ભકતનું રક્ષણ કરનારા, ૬૦૦ કલ્યાણ રૂપ, ૬૦૧ સ્મરણ કરનારનું કલ્યાણ કરનારા, ૬૦૨ લક્ષ્મિના નિવાસ રૂપ, ૬૦૩ લક્ષ્મિના સ્વામી, ૬૦૪ ત્રણવેદના સ્વામી.

**શ્રીદઃ શ્રીશઃ શ્રીનિવાસઃ શ્રીનિધિઃ શ્રીવિભાવનઃ ।**
**શ્રીધરઃ શ્રીકરઃ શ્રેયઃ શ્રીમાંલ્લોકત્રયાશ્રયઃ ॥૬૫॥**

૬૦૫ ભકતોને લક્ષ્મિ આપનારા, ૬૦૬ મોક્ષ વિદ્યા આપનારા, ૬૦૭ બ્રહ્મવિદ્યાના સ્થાન રૂપ, ૬૦૮ લક્ષ્મિના ભંડાર રૂપ, ૬૦૯ પ્રાણીમાત્રને કર્મ પ્રમાણે જુદી રીતે લક્ષ્મી આપનારા, ૬૧૦ સુંદરતાને ધારણ કરનારા, ૬૧૧ સ્મરણ કરનાર ભકતોનું કલ્યાણ કરનારા, ૬૧૨ કલ્યાણરૂપ, ૬૧૩ મોક્ષવિદ્યા વાળા, ૬૧૪ ત્રણ લોકના આશ્રયરૂપ.

સ્વક્ષઃ સ્વંગઃ શતાનંદો નંદિ જ્યોતિ ર્ગણેશ્વરઃ ।
વિજિતાત્માવિધેયાત્મા સત્કીર્તિ શ્છિન્નસંશયઃ ॥૬૬॥

૬૧૫ દયા વિગેરેથી ભરેલા નેત્રોવાળા, ૬૧૬ ચિત્તને વશ કરનાર શરીરવાળા, ૬૧૭ અપાર આનંદ રૂપ, ૬૧૮ પરમાનંદ રૂપ, ૬૧૯ ગૃહનક્ષત્ર વિગેરે મંડળને નિયમમાં રાખનાર, ૬૨૦ મનને સારી રીતે જીતનારા, ૬૨૧ સ્વતંત્ર, ૬૨૨ ઉત્તમ કિર્તિવાળા, ૬૨૩ શંકા રહીત.

ઉદીર્ણઃ સર્વતશ્ચક્ષુ રનીશઃ શાશ્વતઃ સ્થિરઃ ।
ભૂશયો ભૂષણો ભૂતિ ર્વિશોકઃ શોકનાશનઃ ॥૬૭॥

૬૨૪ સર્વ કરતાં શ્રેષ્ઠ, ૬૨૫ સર્વ ઠેકાણે જોનારાં, ૬૨૬ પરતંત્રત્તા રહીત, ૬૨૭ કદી વિકાર નહી પામનારા, ૬૨૮ રામાવતારમાં સમુદ્રના કિનારા ઉપર શયન કરનારા, ૬૨૯ ભકતોનું રક્ષણ કરવા અવતાર લઇ પૃથ્વીને શોભાવનારા, ૬૩૦ બધાં ઐશ્ચર્યના કારણરૂપ, ૬૩૧ નિરંતર શોક રહિત, ૬૩૨ ભકતોના સર્વ શોકનો નાશ કરનારા.

અર્ચિષ્માનર્ચિતઃ કુંભો વિશુદ્ધાત્મા વિશોધનઃ ।
અનિરુદ્ધોઽ પ્રતિરથઃ પ્રધુમ્નોઽ મિતવિક્રમઃ ॥ ૬૮ ॥

૬૩૩ સૂર્ય ચંદ્ર કરતાં તેજસ્વી, ૬૩૪ બ્રહ્મા વિગેરેએ પુજેલા, ૬૩૫ ઘડાની પેઠે પ્રાણીમાત્રના નિવાસરૂપ, ૬૩૬ માયાના ત્રણ ગુણોથી રહિત અંતઃકરણવાળા, ૬૩૭ ભાવથી

સ્મરણ કરનાર મનુષ્યનાં પાપ નાશ કરનારા, ૧૩૮ વિષ્ણુના ચાર અવતાર પૈકી અનિરૂદ્ધરૂપ, ૧૩૯ જગતમાં શત્રુ રહિત, ૧૪૦ પ્રધુમનરૂપ, ૧૪૧ અપાર પરાક્રમવાળા.

**કાલનેમિનિહા વીરઃ શૌરિઃ શૂરજનેશ્વરઃ ।**
**ત્રિલોકાત્મા ત્રિલોકેશઃ કેશવઃ કેશિહા હરિઃ ॥ ૬૯ ॥**

૧૪૨ કાળનેમિ નામના દૈત્યને મારનારા ૧૪૩ પરાક્રમી ૧૪૪ શૂરકુળમાં જન્મ લેનાર, ૧૪૫ ઇંદ્ર વિગેરેના સ્વામી, ૧૪૬ ત્રણ લોકના અંતરાત્મા, ૧૪૭ ત્રણ લોકના સ્વામી, ૧૪૮ સુર્ય ચંદ્ર વિગેરેના કેશરૂપ; ૧૪૯ કેશી નામના દૈત્યને મારનારા; ૧૫૦ ભકતનાં સંસાર દુઃખોને નાશ કરનારા.

**કામદેવઃ કામપાલઃ કામી કાંતઃ કૃતાગમઃ ।**
**અનિર્દેશ્યવપુ વિષ્ણુ વીરોઽનંતો ધનંજયઃ॥ ૭૦ ॥**

૧૫૧ ધર્મ અર્થ વિગેરેને આપનારા; ૧૫૨ માણુસોની ઇચ્છા પુરી કરનારા, ૧૫૩ પૂર્ણ કામનારૂપ, ૧૫૪ બ્રહ્માના બે વરાધરૂપ, ૧૫૫ શ્રુતિ સ્મૃતિ વિગેરે શાસ્ત્રોને રચનારા, ૧૫૬ જેના શરીરને ન ઓળખી શકાય તેવા, ૧૫૭ સર્વ ઠેકાણે વ્યાપક, ૧૫૮ શત્રુઓને મારનારા, ૧૫૯ દેશકાળ વિગેરેથી અંત રહિત; ૧૬૦ અર્જુન રૂપે દીશાઓને જીતી ધન મેળવનારા.

**બ્રહ્મણ્યો બ્રહ્મકૃદ્ બ્રહ્મા બ્રહ્મ બ્રહ્મવિવર્ધનઃ ।**
**બ્રહ્મવિદ્ બ્રાહ્મણો બ્રહ્મી બ્રહ્મજ્ઞો બ્રાહ્મણપ્રિયઃ ॥૭૧॥**

૬૬૧ બ્રાહ્મણોનું રક્ષણ કરનારા, ૬૬૨ તપ વિગેરે માર્ગોને ચલાવનારા, ૬૬૩ સૃષ્ટિના કર્તા, ૬૬૪ સત્ય અને જ્ઞાન સ્વરૂપ, ૬૬૫ તપ વિગેરે શુભ કર્મને વધારનારા, ૬૬૬ વેદના અર્થોને સારી રીતે સમજનારા, ૬૬૭ સર્વ વસ્તુઓને બ્રહ્મરૂપે અનુભવવાળા, ૬૬૮ બ્રહ્માનું નામ ધારણ કરનારા, ૬૬૯ બ્રહ્મને જાણનારા, ૬૭૦ બ્રાહ્મણો ઉપર પ્રેમ રાખનારા.

**મહાક્રમો મહાકર્મા મહાતેજા મહોરગઃ ।**
**મહાક્રતુર્મહાયજ્વા મહાયજ્ઞો મહાહવિઃ ॥ ૭૨ ॥**

૬૭૧ વામન અવતારમાં મોટાં પગલાં ભરનારા, ૬૭૨ મોટાં કાર્યો કરનારા, ૬૬૩ મોટા તેજ વાળા, ૬૭૪ વાસુકી નામના સર્પરૂપ, ૬૭૫ અશ્વમેધ વિગેરે યજ્ઞરૂપ, ૬૭૬ લોકોની સ્થીતિ જાળવવા સારૂ મોટા યજ્ઞ કરનારા, ૬૭૭ મોટાયજ્ઞરૂપ, ૬૭૮ સર્વ જગતના મોટા બલિદાન સ્વરૂપ.

**સ્તવ્યઃ સ્તવપ્રિયઃ સ્તોત્રં સ્તુતિઃ સ્તોતા રણપ્રિયઃ ।**
**પૂર્ણઃ પૂરયિતા પુણ્યઃ પુણ્યકીર્તિરનામયઃ ॥ ૭૩ ॥**

૬૭૯ સ્તુતિ કરવા યોગ્ય, ૬૮૦ ભકતોની સ્તુતિ જેમને વહાલી છે તેવા, ૬૮૧ પોતાના ગુણોના કિર્તનરૂપ, ૬૮૨ સ્તુતિરૂપ, ૬૮૩ સ્તુતિ કરનારરૂપ, ૬૮૪ દૈત્યોની સાથે પ્રેમથી યુધ્ધ કરનારા, ૬૮૫ પુરી કામનાવાળા, ૬૮૬ ભકતોના મનોરથ પુરા કરનારા, ૬૮૭ પુણ્ય સ્વરૂપ, ૬૮૮ સારી કીર્તિવાળા; ૬૮૯ નિર્દોષ.

**મનોજવસ્તીર્થકરો વસુરેતા વસુપ્રદઃ ।**
**વસુપ્રદો વાસુદેવો વસુ ર્વસુમના હવિઃ ॥ ૭૪ ॥**

૬૯૦ મનના જેવા વેગવાળા, ૬૯૧ ચૌદ વિદ્યાના રમનારા, ૬૯૨ સોનારૂપ, ૬૯૩ ભકતોને વિષયસુખ આપનારા, ૬૯૪ ભકતોને મોક્ષસુખ આપનારા, ૬૯૫ વસુદેવના પુત્ર, ૬૯૬ માયાથી નહિ ઢંકાએલા, ૬૯૭ સર્વ વસ્તુઓમાં વસનારા, ૬૯૮ બલિદાન સ્વરૂપ.

**સદ્ગતિઃ સત્કૃતિઃ સત્તા સદ્ભૂતિઃ સત્પરાયણઃ ।**
**શૂરસેનો યદુશ્રેષ્ઠઃ સન્નિવાસઃ સુયામુનઃ ॥ ૭૫ ॥**

૬૯૯ સત્પુરૂષોની ગતિરૂપ, ૭૦૦ જીવોના કર્મ પ્રમાણે ગતિ આપનારાં, ૭૦૧ ત્રણ ભેદોથી રહીત, ૭૦૨ ઉતમ વિભૂતિરૂપ, ૭૦૩ સત્પુરૂષોના નિવાસરૂપ, ૭૦૪ પરાક્રમી લશ્કરવાળા, ૭૦૫ યાદવોમાં શ્રેષ્ટ, ૭૦૬ વિદ્વાનોના આશ્રય રૂપ, ૭૦૭ કૃષ્ણ અવતાર લઇ યમુનાને નિર્મળ કરનારા.

**ભૂતાવાસો વાસુદેવઃ સર્વાસુનિલયોઽનલઃ ।**
**દર્પહા દર્પદો દૃપ્તો દુર્ધરો ઽથાપરાજિતઃ ॥ ૭૬ ॥**

૭૦૮ પ્રાણી માત્રના નિવાસ રૂપ, ૭૦૯ સર્વ જગતમાં ગુપ્ત રહેલા, ૭૧૦ સર્વ પ્રાણી રૂપ, ૭૧૧ પુષ્કળ બળવાળા, ૭૧૨ પાખંડીઓના અભિમાનને નાશ કરનારા, ૭૧૩ પાપીઓના ખોટા અભિમાનને નાશ કરનારા, ૭૧૪ પોતાના સત્વ સુખમાં આનંદ પામનારા, ૭૧૫ ધ્યાન કરવાથી હૃદયમાં પ્રગટ થનારા, ૭૧૬ કોઇપણ જગોએ હાર નહિ પામનારા

**વિશ્વમૂર્તિર્મહામૂર્તિ ર્દીપ્તમૂર્તિરમૂર્તિમાન્ ।**
**અનેકમૂર્તિરવ્યકતઃ શતમૂર્તિઃ શતાનનઃ ॥૭૭॥**

૭૧૭ વિશ્વરૂપ, ૭૧૮ સર્વથી મોટી મૂર્તિવાળા, ૭૧૯ જ્ઞાનરૂપ, ૭૨૦ નિરાકાર, ૭૨૧ અનેકરૂપ ધરનારા. ૭૨૨ નામરૂપ રહિત, ૭૨૩ હજારો મૂર્તિવાળા, ૭૨૪ ઘણા મુખવાળા.

**એકોઽનેકઃ સવઃ કઃ કિં યત્તત્પદમનુત્તમમ્ ।**
**લોકબંધુ ર્લોકનાથો માધવો ભકતવત્સલઃ ॥૭૮॥**

૭૨૫ એકરૂપ, ૭૨૬ માયાથી ઘણારૂપ લેનારા, ૭૨૭ સવ નામના યજ્ઞરૂપ, ૭૨૮ સુખરૂપ, ૭૨૯ બ્રહ્મરૂપ, ૭૩૦ શરણે આવેલાને બચાવનારા, ૭૩૧ જગતનો વિસ્તાર કરનારા, ૭૩૨ મુમુક્ષુઓને પામવા યોગ્ય, ૭૩૩ જગતમાં

પ્રાણીઓના કુટુંબરૂપ, ૭૩૪ સર્વ લોકના સ્વામી, ૭૩૫ સુંદરતાથી ભરેલા, ૭૪૬ ભકતો ઉપર બહુ પ્રેમ રાખનારા.

**સુવર્ણવર્ણો હેમાંગો વરાંગશ્ચંદનાંગદી ।**
**વીરહા વિષમઃ શૂન્યોધૃતાશીરચલશ્ચલઃ ॥૭૯॥**

૭૩૭ સોનાના જેવા પીળા રંગવાળા, ૭૩૮ સોનાના જેવા ચળકતા અંગવાળા, ૭૩૯ સુંદર અંગોવાળા, ૭૪૦ ચંદનથી સુગંધીરૂપ અંગોવાળા, ૭૪૧ ધર્મના રક્ષણ માટે અસુરોને મારનારા, ૭૪૨ જગતના પદાર્થોથી જુદા સ્વરૂપવાળા, ૭૪૩ સૌથી વિશેષરૂપ, ૭૪૪ ભકતોની પ્રાર્થનાને ગ્રહણ કરનારા, ૭૪૫ સ્થીર સ્વરૂપ, ૭૪૬ પવનરૂપે સ્વતંત્ર ગતીવાળા.

**અમાની માનદો માન્યો લોકસ્વામી ત્રિલોકધૃક્ ।**
**સુમેધા મેધજો ધન્યઃ સત્યમેધાઃ ધરાધર ॥ ૮૦ ॥**

૭૪૭ માનની ઈચ્છા રહિત, ૭૪૮ અભિમાનીઓના માનને ઉતારનારા, ૭૪૯ સર્વને પૂજવા યોગ્ય, ૭૫૦ ત્રણ લોકના સ્વામી, ૭૫૧ ત્રણ લોકને ધારણ કરનારા, ૭૫૨ સારી બુદ્ધિવાળા, ૭૫૩ યજ્ઞમાં દર્શન આપનારા, ૭૫૪ મોટા ભાગ્યવાળા ૭૫૫ સત્ય બુદ્ધિવાળા ૭૫૬ શેષનાગ રૂપે પૃથ્વીને ધારણ કરનારા.

**તેજો વૃષો દ્યુતિધરઃ સર્વશસ્ત્રભૃતાંવરઃ ।**
**પ્રગ્રહઃ નિગ્રહો વ્યગ્રો નૈકશૃંગો ગદાગ્રજઃ ॥ ૮૧ ॥**

૭૫૭ સૂર્ય રૂપે તેજને વર્ષાવનારા, ૭૫૮ સારી કાન્તિવાળા ૭૫૯ શસ્ત્રને ધારણ કરનારાઓમાં શ્રેષ્ટ, ૭૬૦ ભકતોએ પ્રેમથી આપેલા પુષ્પ પત્રને લેનારા, ૭૬૧ દુષ્ટોનો નાશ કરનારા, ૭૬૨ નાશ રહિત, ૭૬૩ નામ વિગેરે ચાર શિંગડાં વાળા, ૭૬૪ બળદેવજીના મોટાભાઇ.

**ચતુર્મૂર્તિ શ્ચતુર્બાહુ શ્ચતુર્વ્યુહ શ્ચતુર્ગતિઃ ।**
**ચતુરાત્મા ચતુર્ભાવ શ્ચતુર્વેદવિદેકપાત્ ॥ ૮૨ ॥**

૭૬૫ ચાર મૂર્તિવાળા, ૭૬૬ ચાર હાથ વાળા ૭૬૭ ચાર શરીર વાળા, ૭૬૮ ચાર આશ્રમ અને ચાર વર્ણોના સ્થાનરૂપ, ૭૬૯ મનબુદ્ધિ વિગેરે અંતઃકરણની ચારવૃતિવાળા, ૭૭૦ ધર્મ અર્થ વિગેરે ચાર પુરૂષાર્થવાળા, ૭૭૧ ચાર વેદોને જાણનારા, ૭૭૨ પ્રાણી માત્ર રૂપ એક પગ રૂપ.

**સમાવર્તો નિવૃત્તાત્મા દુર્જયો દુરતિક્રમઃ ।**
**દુર્લભો દુર્ગમો દુર્ગો દુરાવાસો દુરારિહા ॥ ૮૩ ॥**

૭૭૩ જીવોના કર્મ પ્રમાણે સંસારને ચલાવનારા, ૭૭૪ સર્વ ઠેકાણે સ્વરૂપવાળા। ૭૭૫ કોઇનાથી ન જીતાય તેવા, ૭૭૬ જેની આજ્ઞા ઓળંગી ન શકાય તેવા ૭૭૭ બહુ દુઃખે મેળવી શકાય તેવા, ૭૭૮ કષ્ટથી જાણવા યોગ્ય, ૭૭૯ દુઃખથી મેળવી શકાય તેવા, ૭૮૦ યોગીઓએ સમાધિથી જાણેલા, ૭૮૧ દુષ્ટ દૈત્યોનો નાશ કરનારા.

**શુભાંગો લોકસારંગઃ સુતંતુ સ્તંતુવર્ધનઃ ।**
**ઇંદ્રિકર્મા મહાકર્મા કૃતકર્મા કૃતાગમઃ ॥૮૪॥**

૭૮૨ સુંદર અંગવાળા, ૭૮૩ લોકના સારને ગ્રહણ કરનારા, ૭૮૪ અનુક્રમથી સંસારને વધારનારા, ૭૮૫ જીવોના ભોગ માટે સંસાર વધારનારા, ૭૮૬ ઇંદ્રના જેવા કામ કરનારા, ૭૮૭ અદ્ભુત કામોને કરનારા, ૭૮૮ મોટા કામો કરનારા, ૭૮૯ વેદ વિગેરેના રચનારા.

**ઉદ્‌ભવઃ સુંદરઃ સુંદો રત્નનાભઃ સુલોચનઃ ।**
**અર્કો વાજસનઃ શૃંગી જયંતઃ સર્વવિજ્જયી ॥૮૫॥**

૭૯૦ વ્યવહારમાં સુંદર જન્મવાળા, ૭૯૧ અત્યંત શોભાવાળા, ૭૯૨ કૃપાળુ, ૭૯૩ રત્નનાજેવી ચળકતી નાભિ વાળા, ૭૯૪ સુંદર આંખોવાળા, ૭૯૫ બ્રહ્મા વિગેરેએ પૂજેલા, ૭૯૬ માગનારાઓને પુષ્કળ અન્ન આપનારા, ૭૯૭ મત્સ્યના અવતારમાં શીંગડાંવાળા, ૭૯૮ શત્રુઓનો રમતમાં નાશ કરનારા, ૭૯૯ સર્વ ઉપર વિજય મેળવનારા.

**સુવર્ણબિંદુ રક્ષોભ્યઃ સર્વવાગીશ્વરેશ્વરઃ ।**
**મહાહ્રદો મહાગર્તો મહાભૂતો મહાનિધિઃ ॥૮૬॥**

૮૦૦ સુંદર સ્વરૂપ તથા ૐકાર રૂપ, ૮૦૧ રાક્ષસોથી પરાભવ ન પામે તેવા, ૮૦૨ બ્રહ્મા વિગેરેના ઇશ્વર, ૮૦૩ ૦ આનંદરૂપ ધરમાં લીન, ૮૦૪ મોટી માયાવાળા,

૮૦૫ જેનું સ્વરૂપ જાણી ન શકાય તેવા, ૮૦૬ પ્રાણીમાત્રને લય પામવાના ભંડાર રૂપ.

**કુમુદઃ કુંદરઃ કુંદઃ પર્જન્યઃ પાવનોઽનિલઃ ।**
**અમૃતાંશોઽમૃતવપુઃ સર્વજ્ઞઃ સર્વતો મુખઃ ॥૮૭॥**

૮૦૭ પૃથ્વીનો ભાર ઉતારી લોકોને ખુશી કરનારા, ૮૦૮ કુંદ પુષ્પના જેવા ઉજ્વળ ફળ આપનારા, ૮૦૯ સ્ફટીક મણિના જેવા શુધ્ધ, ૮૧૦ મેઘની માફક ત્રણ તાપને નાશ કરનારા, ૮૧૧ સ્મરણ કરવાથી ભક્તોને પવિત્ર કરનારા, ૮૧૨ નિત્ય જાગનારા, ૮૧૩ જ્ઞાનરૂપ અમૃતનું ભોજન કરનારા, ૮૧૪ જેનું સ્વરૂપ નાશ ન પામે તેવા, ૮૧૫ પ્રાણીમાત્રના કર્મને જાણનારા, ૮૧૬ સર્વ ઠેકાણે મુખવાળા.

**સુલભઃ સુવ્રતઃ સિદ્ધઃ શત્રુજિચ્છત્રુતાપનઃ ।**
**ન્યગ્રોધોદુંબરોઽશ્વત્થ શ્ચાણુરાંધ્રનિષદનઃ ॥૮૮॥**

૮૧૭ એક સરખી ભક્તિથી મેળવી શકાય તેવા, ૮૧૮ સારાં વ્રત વાળા, ૮૧૯ સર્વ સિદ્ધિવાળા, ૮૨૦ બહારના અને અંદરના શત્રુઓનો નાશ કરનારા ૮૨૧ બહારના અને અંદરના શત્રુઓને તપાવનાર, ૮૨૨ વડરૂપ, ૮૨૩ ઉંબરારૂપ ૮૨૪ પીંપળારૂપ, ૮૨૫ ચાણુર નામના દૈત્યને મારનારા.

**સહસ્રાર્ચિઃ સપ્તજિહ્વઃ સપ્તૈધાઃ સપ્તવાહનઃ ।**
**અમૂર્તિ રનઘોઽચિંત્યો ભયકૃદ્ભયનાશનઃ ॥૮૯॥**

૮૨૬ હજારો જવાળાવાળા, ૮૨૭ સાત જીભો વાળા, ૮૨૮ સાતજીભોથી બધાંનું ભક્ષણ કરનારા ૮૨૯ સાત ઘોડાવાળા, ૮૩૦ આકાર રહિત, ૮૩૧ બધા દોષ રહિત, ૮૩૨ વિચારમાં ન આવનારા, ૮૩૩ દુષ્ટોને ભય આપનારા, ૮૩૪ શરણે આવેલા ભકતોનો ભય ભાંગનારા.

**અણુર્બૃહત્કૃશઃ સ્થૂલો ગુણભૃન્નિર્ગુણો મહાન્ ।**
**અધૃતઃ સ્વધૃતઃ સ્વાસ્યઃ પ્રાગ્વંશો વંશવર્ધનઃ ॥૯૦॥**

૮૩૫ ઝીણામાં ઝીણા, ૮૩૬ મોટા સ્વરૂપ વાળા, ૮૩૭ ઘણા પાતળા, ૮૩૮ બ્રહ્માંડના જેવા, ૮૩૯ ત્રણ ગુણોને ધારણ કરનારા, ૮૪૦ માયાના ગુણોથી રહીત, ૮૪૧ સર્વ કરતાં અત્યંત વ્યાપક, ૮૪૨ આધાર વિના રહેલા, ૮૪૩ પોતાના સામર્થ્યથી પોતાને ધારણ કરનારા, ૮૪૪ પ્રાણી માત્રને પુર્ષાર્થનો ઉપદેશ કરવા માટે વેદને ઉત્પન્ન કરનારા, ૮૪૫ યજ્ઞ કરનારાઓની પુર્વ વિશ્રામશાળા રૂપ, ૮૪૬ વંશોને વધારનારા.

**ભારભૃત્કથિતો યોગી યોગીશઃ સર્વકામદઃ ।**
**આશ્રમઃ શ્રમણઃ ક્ષામઃ સુપર્ણો વાયુવાહનઃ ॥ ૯૧ ॥**

૮૪૭ પૃથ્વીના ભારને ધારણ કરનારા, ૮૪૮ વેદે ગાએલા, ૮૪૯ યોગવાળા, ૮૫૦ યોગીઓના સ્વામી, ૮૫૧ ભક્તોની વાસનાઓનો નાશ કરનારા, ૮૫૨ સંસારરૂપ વનમાં ભટકતાં પ્રાણીઓના વિશ્રામરૂપ, ૮૫૩ વિવેક રહિતને સંતાપનારા,

૮૫૪ પાપીમાત્રનો ક્ષય કરનારાં, ૮૫૫ સુંદર પાંખવાળો, ૮૫૬ વાયુને ગતિ આપનારા.

**ધનુર્ધરો ધનુર્વેદો દંડો દમયિતા દમઃ ।**
**અપરાજિતઃ સર્વસહો નિયંતા નિયમો યમઃ ॥૯૨॥**

૮૫૭ શ્રેષ્ઠ ધનુષને ધારણ કરનારા, ૮૫૮ ધનુર્વિદ્યાને જાણનારા, ૮૫૯ શિક્ષારૂપ, ૮૬૦ વૈવસ્વત વિગેરે રાજાઓના સ્વરૂપથી અપરાધીઓને શીક્ષા કરનારા; ૮૬૧ દંડવા યોગ્ય ને દંડ આપનારા, ૮૬૨ શત્રુઓથી હાર નહિ ખાનારા, ૮૬૩ સર્વ દુઃખોને સહન કરનારા, ૮૬૪ સર્વના નિયંતા, ૮૬૫ યોગના નિયમ નામના અંગવાળા ૮૬૬ યોગના યમ નામના અંગવાળા.

**સત્વવાન્ સાત્વિકઃ સત્યઃ સત્યધર્મપરાયણઃ ।**
**અભિપ્રાયઃ પ્રિયાર્હોઽર્હઃ પ્રિયકૃત્ પ્રીતિવર્ધનઃ ॥૯૩॥**

૮૬૭ શૌર્ય વિગેરેને ધારણ કરનારા, ૮૬૮ ત્રણ કાળમાં રહેનાર, ૮૭૦ સત્ય ધર્મને અનુસરનારા, ૮૭૧ માણસ માત્રના મનને જાણનારા, ૮૭૨ પ્રાણી માત્રને પ્રીતિ કરવા યોગ્ય ૮૭૩ પૂજન કરવા યોગ્ય ૮૭૪ ભક્તને ખુશી કરનારા, ૮૭૫ ભક્તોનો પ્રેમ વધારનારા.

**વિહાયસગતિ જ્યોતિઃ સુરુચિ હુંતભુગ્વિભુઃ ।**
**રવિ ર્વિરોચનઃ સૂર્યઃ સવિતા રવિલોચનઃ ॥ ૯૪ ॥**

૮૭૬ આકાશમાં ગમન કરનારા, ૮૭૭ સ્વયં, પ્રકાશ, ૮૭૮ સુંદર કાન્તિવાળા, ૮૭૯ યજ્ઞોમાં અગ્નિરૂપે બલિદાન લેનારા, ૮૮૦ સર્વવ્યાપક, ૮૮૧ સૂર્યરૂપ, ૮૮૨ અનેકરૂપે પ્રકાશનારા, ૮૮૩ લક્ષ્મિ તથા શોભાને વધારનારા. ૮૮૪ જગતને ઉત્પન્ન કરનારા, ૮૮૫ સૂર્ય રૂપ આંખોવાળા.

**અનંતો હુતભુગ્ ભોક્તા સુખદો નૈકજો ડગ્રજઃ ।**
**અનિર્વિણ્ણઃ સદામર્ષી લોકાધિષ્ઠાન મદ્ભુતઃ ॥૯૫॥**

૮૮૬ અંત રહિત, ૮૮૭ અગ્નિમાં હોમેલ પદાર્થને ખાનારા, ૮૮૮ માયાને ભોગવનારા, ૮૮૯ ભક્તને પરમ સુખ આપનારા, ૮૯૦ ધર્મનું રક્ષણ કરવા અનેક જન્મ લેનારા, ૮૯૧ હિરણ્ય ગર્ભરૂપે પ્રથમ પ્રગટ થએલા, ૮૯૨ ખેદ રહીત, ૮૯૩ પ્રાણીમાત્ર ઉપર ક્ષમા રાખનારા, ૮૯૪ સર્વ લોકના આધારરૂપ, ૯૫ સર્વથી જુદી જાતના.

**સનાત્સનાતનતમઃ કપિલઃ કપિરવ્યયઃ ।**
**સ્વસ્તિદઃ સ્વસ્તિકૃત્સ્વસ્તિ સ્વસ્તિભૂક્ સ્વસ્તિદક્ષિણઃ॥૯૬॥**

૮૯૬ સર્વથી જુના, ૮૯૭ બ્રહ્મા વિગેરેથી પણજુના, ૮૯૮ સાંખ્ય શાસ્ત્રને બનાવનારા કપિલરૂપ, ૮૯૯ પૃથ્વીનો ઉધ્ધાર કરનારા વરાહરૂપ. ૯૦૦ નાશ રહિત, ૯૦૧ ભકતોનું કલ્યાણ કરનારા ૯૦૨ પુણ્યાત્માઓનું કલ્યાણ કરનારા, ૯૦૩ કલ્યાણરૂપ, ૯૦૪ કલ્યાણને ભોગવનારા; ૯૦૫ જલદી કલ્યાણ કરનારા.

**અરૌદ્રઃ કુંડલી ચક્રી વિક્રમ્યૂર્જિતશાસનઃ ।**
**શબ્દાતિગઃ શબ્દસહઃ શિશિરઃ શર્વરીકરઃ ॥ ૯૭ ॥**

રાગદ્વેશથી રહિત, ૯૦૭ કાનમાં કુંડળવાળા, ૯૦૮ હાથમાં ચક્રને ધારણ કરનારા, ૯૦૯ બહુ પરાક્રમિ, ૯૧૦ સારી આજ્ઞા કરનારા, ૯૧૧ શબ્દથી જેનો મહિમા ન ગવાય તેવા, ૯૧૨ વેદ જેમનો મહિમા ગાયછે તેવા, ૯૧૩ ભકતોના ત્રણ તાપોનો નાશ કરનારા, ૯૧૪ દરેકની રાત્રિઓ કરનારા.

**અક્રૂરઃ પેશલો દક્ષો દક્ષિણઃ ક્ષમિણાં વરઃ ।**
**વિદ્વત્તમો વીતભયઃ પુણ્યશ્રવણકીર્તનઃ ॥ ૯૮ ॥**

૯૧૫ કોમળ વયવાળા, ૯૧૬ મનવાણી તથા કર્મોથી સુંદર, ૯૧૭ દરેક કાર્ય કરવામાં કુશળ, ૯૧૮ એકદમ આવી પડેલા કાર્યને કરનારા, ૯૧૯ ક્ષમા કરનારામાં શ્રેષ્ઠ, ૯૨૦ વિદ્વાનોમાં શ્રેષ્ઠ, ૯૨૧ ભય રહિત, ૯૨૨ શ્રવણ તથા કીર્તનથી પવિત્ર.

**ઉત્તારણો દુષ્કૃતિહા પુણ્યો દુઃસ્વપ્નનાશનઃ ।**
**વીરહા રક્ષણઃ સંતો જીવનઃ પર્યવસ્થિતઃ ॥ ૯૯ ॥**

૯૨૩ અપાર સંસાર સાગરમાંથી તારનારા, ૯૨૪ શરણે આવેલાઓના પાપ નાશ કરનારા, ૯૨૫ શ્રુતિ સ્મૃતિથી પુણ્યનો ઉપદેશ કરનારા, ૯૨૬ નઠારાં સ્વપ્નાંનો નાશ

કરનારા, ૯૨૭ પરાક્રમી દૈત્યોનો નાશ કરનારા, ૯૨૮ ભક્તોનું રક્ષણ કરનારા, ૯૨૯ લોકોને સન્માર્ગમાં ચલાવવા સારૂ સન્માર્ગે વર્તનારા, ૯૩૦ પ્રાણી માત્રને પ્રાણરૂપે જીવાડનારા, ૯૩૧ વિશ્વમાં વ્યાપીને રહેલા.

**અનંતરૂપો ऽનંતશ્રી ર્જિતમન્યુ ર્ભયાપહઃ ।**
**ચતુરસ્રો ગભીરાત્મા વિદિશો વ્યાદિશોદિશઃ॥૧૦૦॥**

૯૩૨ ભક્તોનું કલ્યાણ કરવા સારૂ અનંતરૂપ ધારણ કરનારા, ૯૩૩ પુષ્કળ શોભાવાળા, ૯૩૪ ક્રોધને જીતનારા, ૯૩૫ ભક્તોના ભયને નાશ કરનારા, ૯૩૬ મંગળરૂપ, ૯૩૭ ગંભીર સ્વરૂપ, ૯૩૮ પ્રાણી માત્રને કર્મ પ્રમાણે ફળ આપનારા, ૯૩૯ ઈન્દ્ર વિગેરેને આજ્ઞા કરનારા, ૯૪૦ દશ દિશાઓ રૂપ.

**અનાદિ ર્ભૂ ર્ભુવો લક્ષ્મીઃ સુવીરો રુચિરાંગદઃ ।**
**જનનો જનજન્માદિ ર્ભીમો ભીમપરાક્રમઃ॥ ૧૦૧॥**

૯૪૧ કોઇનાથી ઉત્પન્ન નહિ થનારા, ૯૪૨ પૃથ્વીરૂપ, ૯૪૩ પૃથ્વીની શોભારૂપ, ૯૪૪ અનેક પ્રકારની ગતિવાળા, ૯૪૫ સુંદર બાજુ બંધવાળા, ૯૪૬ પ્રાણી માત્રને ઉત્પન્ન કરનારા, ૯૪૭ મનુષ્યોની ઉત્પત્તિના કારણરૂપ, ૯૪૮ ભય રૂપ, ૯૪૯ ભયંકર પરાક્રમવાળા.

**આધારનિલયો ધાતા પુષ્પહાસઃ પ્રજાગરઃ ।**
**ઉર્ધ્વગઃ સત્પથાચારઃ પ્રાણદઃ પ્રણવઃ પણઃ ॥૧૦૨॥**

૯૫૦ પૃથ્વી વિગેરે પાંચ મહાભૂતોને ધારણ કરનારા, ૯૫૧ સર્વનું પાલન કરનારા, ૯૫૨ કુંદના પુષ્પ જેવા શુદ્ધ હાસ્યવાળા, ૯૫૩ નિરંતર જાગનારા, ૯૫૪ સર્વની ઉપર રહેલા, ૯૫૫ સન્માર્ગનું આચરણ કરનારા, ૯૫૬ પ્રાણીઓને પ્રાણ આપનારા, ૯૫૭ ૐકારરૂપ, ૯૫૮ મનુષ્ય વિગેરેને વ્યવહાર કરાવનારા,

**પ્રમાણં પ્રાણનિલયઃ પ્રાણભૃત્પ્રાણજીવનઃ ।**
**તત્ત્વં તત્ત્વવિદેકાત્મા જન્મમૃત્યુજરાતિગઃ ॥૧૦૩॥**

૯૫૯ પ્રમાણરૂપ, ૯૬૦ પ્રાણી વિગેરેના આધાર રૂપ, ૯૬૧ પ્રાણીઓના પ્રાણોનું પોષણ કરનારા, ૯૬૨ પ્રાણીઓને જીવાડનારા, ૯૬૩ વાસ્તવિકરૂપ, ૯૬૪ તત્વને જાણનારા, ૯૬૫ એક આત્મારૂપ, ૯૬૬ જન્મ મૃત્યુથી રહીત.

**ભૂર્ભુવઃ સ્વસ્તરુસ્તારઃ સવિતા પ્રપિતામહઃ ।**
**યજ્ઞો યજ્ઞપતિર્યજ્વા યજ્ઞાંગો યજ્ઞવાહનઃ ॥ ૧૦૪ ॥**

૯૬૭ ત્રણ લોકોમાં વ્યાપી રહેલા, ૯૬૮ ભકતોને સંસારમાંથી તારનારા, ૯૬૯ સર્વના માબાપરૂપ, ૯૭૦ બ્રહ્માના પણ પિતા, ૯૭૧ યજ્ઞરૂપ, ૯૭૨ યજ્ઞોના સ્વામિ, ૯૭૩ યજ્ઞોના યજમાન રૂપ, ૯૭૪ યજ્ઞના અંગરૂપ, ૯૭૫ ફળ આપનારા યજ્ઞોને ગૃહણ કરનાર.

**યજ્ઞભૃદ્ યજ્ઞકૃદ્ યજ્ઞી યજ્ઞભુગ્યજ્ઞસાધનઃ ।**
**યજ્ઞાંતકૃદ્ યજ્ઞગુહ્ય મન્ન મન્નાદ એવ ચ ॥ ૧૦૫ ॥**

૯૭૬ યજ્ઞનું પોષણ કરનારા, ૯૭૭ સૌથી પ્રથમ યજ્ઞ કરનાર, ૯૭૮ યજ્ઞરૂપ, ૯૭૯ યજ્ઞને ભોગવનારા, ૯૮૦ યજ્ઞના સાધનરૂપ, ૯૮૧ યજ્ઞની સમાપ્તીમાં યજમાનને ફળ આપનારા, ૯૮૨ યજ્ઞમાં ગુપ્ત રહેનારા, ૯૮૩ અન્ન સ્વરૂપ, ૯૮૪ અન્નનું ભક્ષણ કરનારા.

**આત્મયોનિઃ સ્વયંજાતો વૈખાનઃ સામગાયનઃ ।**
**દેવકીનંદનઃ સ્રષ્ટા ક્ષિતીશઃ પાપનાશનઃ ॥૧૦૬॥**

૯૮૫ અંતઃકરણના ઉપાદાન કારણરૂપ, ૯૮૬ પોતાની મેળે પ્રગટ થનાર, ૯૮૭ હિરણ્યાક્ષનો નાશ કરવા સારૂ પૃથ્વીને ખોતરનારા, ૯૮૮ સામવેદનું ગાન કરનારા, ૯૮૯ દેવકીના પૂત્ર, ૯૯૦ જગતને રચનારા, ૯૯૧ પૃથ્વીના સ્વામી, ૯૯૨ શરણે આવેલાનાં પાપ નાશ કરનારા.

**શંખભૃન્નંદકીચક્રી શાર્ઙ્ગધન્વા ગદાધરઃ ।**
**રથાંગપાણિ રક્ષોભ્યઃ સર્વપ્રહરણાયુધઃ ॥ ૧૦૭ ॥**

૯૯૩ પાંચજન્ય નામના શંખને ધારણ કરનારા, ૯૯૪ સુદર્શન નામનું ચક્ર ધારણ કરનારા, ૯૯૫ શાંર્ઙ્ગ નામનું ધનુષ ધારણ કરનારા, ૯૯૭ કૌમોદકિ નામની ગદા ધારણ કરનારા, ૯૯૮ રથના પૈડા જેવું ચક્ર ધારણ કરનારા, ૯૯૯ કોઇથી ભય નહિ પામનારા, ૧૦૦૦ સર્વ પ્રકારના હથિઆરને ધારણ કરનારા.



# ફળશ્રુતિના શ્લોકો.

ઇતીદં કીર્તનીયસ્ય કેશવસ્ય મહાત્મનઃ ।
નામ્નાં સહસ્ત્રં દિવ્યાના મશેષેણ પ્રકીર્તિતમ્ ॥૧૦૮॥

કીર્તન કરવા યોગ્ય ભગવાનનાં સુંદર હજારો નામ મેં તમોને કહ્યાં એવું યુધિષ્ઠિરને ભિષ્મપિતાએ કહ્યું.

ય ઇદં શૃણુયાન્નિત્યં યશ્ચાપિ પરિકીર્તયેત્ ।
નાશુભં પ્રાપ્નુયાત્ કિંચિત્ સોઽમુત્રેહ ચ માનવઃ ॥૧૦૯॥

જે પુરૂષ આ સ્તોત્રને સાંભળે અથવા પાઠ કરે તે આ લોકમાં અને પરલોકમાં અધોગતિને પામતો નથી.

વેદાંતગો બ્રાહ્મણઃ સ્યાત્ ક્ષત્રિયો વિજયી ભવેત્ ।
વૈશ્યો ધનસમૃદ્ધઃ સ્યાચ્છૂદ્રઃ સુખમવાપ્નુયાત્ ॥૧૧૦॥

બ્રાહ્મણ પાઠ કરે તો વેદાંતને જાણનારો થાય; ક્ષત્રીને જય મળે, વશ્યને લક્ષ્મી મળે, અને શુદ્રને સુખ મળે.

ધર્માર્થી પ્રાપ્નુયાદ્ધર્મ મર્થાર્થી ચાર્થમાપ્નુયાત્ ।
કામાન વાપ્નુયા ત્કામી પ્રજાર્થી પ્રાપ્નુયા ત્પ્રજામ્॥૧૧૧

ધર્મને માટે કરે તો ધર્મ કરે, અને લક્ષ્મીને માટે કરે તો લક્ષ્મી મળે છે, મનોરથ માટે કરે તો મનોરથ સીધ્ધ કરે, પ્રજો માટે કરે તો પ્રજા મળે.

ભક્તિમાન્યઃ સદો ત્થાય શુચિસ્તદ્ગતમાનસઃ ।
સહસ્ત્રં વાસુદેવસ્ય નામ્ના મેત ત્પ્રકીર્તયેત્ ॥ ૧૧૨॥
યશઃ પ્રાપ્નોતિ વિપુલં જ્ઞાતિપ્રાધાન્ય મેવ ચ ।
અચલાં શ્રિય માપ્નોતિ શ્રેયઃ પ્રાપ્નો ત્યનુત્તમમ્ ।૧૧૩।

ભકત પુરૂષ નિરંતર ઉઠીને પવીત્ર થઇને ભગવાનમાં મન રાખી ભગવાનના આ હજાર નામોનો પાઠ કરે તો તેને પુષ્કળ યશ મળે છે, જ્ઞાતિમાં મુખ્ય થાય, સ્થીર લક્ષ્મી મળે અને ઉત્તમ કલ્યાણ આપે.

નભયં ક્વચિદાપ્નોતિ વીર્યં તેજ શ્ચ વિંદતિ ।
ભવત્યરોગો દ્યુતિમા ન્બલરૂપગુણાન્વિતઃ ॥ ૧૧૪ ॥

આ પાઠ કરનારને કોઇ દીવસ ભય પ્રાપ્ત થતો નથી, અને પરાક્રમ તથા તેજ મળે છે, અને રોગ વિનાનો થાય છે, તેમજ કાન્તિ, બળ, રૂપ, અને ગુણવાળો થાય છે.

રોગાર્તો મુચ્યતે રોગાત્ બધ્ધો મુચ્યેત બંધનાત્ ।
ભયાન્મુચ્યેત ભીતસ્તુ મુચ્યેતાપન્ન આપદઃ ॥૧૧૫॥

રોગી રોગથી મુકત થાય, બંધાએલો બંધનમાંથી છુટે, બીધેલાનો ભય જાય અને આપત્તિમાં પડેલો આપત્તિમાંથી મુકત થાય.

દુર્ગાણ્યતિ તરત્યાશુ પુરૂષઃ પુરૂષોત્તમમ્ ।
સ્તુવ ન્નામસહસ્ત્રેણ નિત્યં ભક્તિસમન્વિતઃ ॥૧૧૬॥

મોટાં દુઃખોથી પુરૂષ જલદી મુકત થાય છે, તો આ ભગવાનનાં હજાર નામનો પાઠ નિત્ય ભક્તિપૂર્વક કરવો જોઇએ.

**વાસુદેવાશ્રયો મર્ત્યો વાસુદેવપરાયણઃ ।**
**સર્વપાપવિશુદ્ધાત્મા યાતિ બ્રહ્મસનાતનમ્ ॥૧૧૭॥**

ભગવાનનાં આશ્રયવાળો માણુસ સર્વ પાપથી શુધ્ધ અંતઃકરણવાળો થઇ સનાતન બ્રહ્મને પામે છે.

**ન વાસુદેવભક્તાનામશુભં વિદ્યતે કવચિત્ ।**
**જન્મમૃત્યુજરાવ્યાધિભયં નૈવોપજાયતે ॥૧૧૮॥**

ભગવાના ભકતને કદી દુઃખ થતું નથી, તેમજ જન્મ મૃત્યુ વિગેરે પણુ થતાં નથી.

**ઇમં સ્તવમધીયાનઃ શ્રદ્ધાભકિતસમન્વિતઃ ।**
**યુજ્યેતાત્મા સુખશાંતિશ્રીધૃતિસ્મૃતિકીર્તિભિઃ॥૧૧૯॥**

શ્રદ્ધા ભક્તિ સહિત, આ સ્તોત્ર ભણુનારા, સુખ, શાંતિ લક્ષ્મી, ધીરજ, બુધ્ધિ, અને કીર્તિ મેળવે છે.

**ન ક્રોધો ન ચ માત્સર્યં ન લોભો નાશુભા મતિઃ ।**
**ભવંતિ કૃતપુણ્યાનાં ભકતાનાં પુરૂષોત્તમે ॥ ૧૨૦ ॥**

ભગવાનમાં ભકિત કરનાર પુણ્યશાળી માણસને ક્રોધ અભિમાન, લોભ, તથા ખોટી બુધ્ધિ થતી નથી.

દ્યૌઃ સચંદ્રનક્ષત્રા ખં દિશો ભૂ ર્મહોદધિઃ ।
વાસુદેવસ્ય વીર્યેણ વિધૃતાનિ મહાત્મનઃ ॥ ૧૨૧ ॥

ભગવાનના આશ્રયથી ચંદ્ર, સૂર્ય અને નક્ષત્ર સહિત આકાશ, સ્વર્ગ, દિશાઓ, પૃથ્વી, સમુદ્ર ધારણ કરાએલા છે.

સસુરાસુરગંધર્વં સયક્ષોરગરાક્ષસમ્ ।
જગદ્વશે વર્તતેદં કૃષ્ણસ્ય સચરાચરમ્ ॥ ૧૨૨ ॥

ભગવાનના વશ દેવ, રાક્ષસો, ગંધર્વ, યક્ષ, સર્પ, તથા જગત રહેલ છે.

ઇંદ્રિયાણિ મનો બુદ્ધિ : સત્વં તેજો બલંધૃતિઃ ।
વાસુદેવાત્મકાન્યાહુઃ ક્ષેત્રં ક્ષેત્રજ્ઞ એવ ચ ॥ ૧૨૩ ॥

ઇંદ્રિયો, મન બુધ્ધિ, સત્વ, તેજ, બળ, ધિરજ, શરીર અને જીવાત્મા એ બધાં ભગવાન રૂપ છે.

સર્વાગમાનામાચારઃ પ્રથમં પરિકલ્પતે ।
આચારપ્રભવો ધર્મો ધર્મસ્ય પ્રભુરચ્યુત ॥ ૧૨૪ ॥

સર્વ શાસ્ત્રોમાં આચાર પ્રથમ ગણેલો છે, અને તેથી ધર્મ અને ધર્મથી પ્રભુ મળે છે.

ઋષયઃ પિતરો દેવા મહાભૂતાનિ ધાતવઃ ।
જંગમાજંગમં ચેદં જગન્નારાયણોદ્‌ભવમ્ ॥૧૨૫॥

ૠષિઓ, પિતૃઓ, દેવો, પાંચ મહાભૂતો, સ્થાવર અને જંગમરૂપ આ જગત વિષ્ણુથી ઉત્પન્ન થયેલ છે.

**યોગો જ્ઞાનં તથા સાંખ્યં વિદ્યાઃ શિલ્પાદિકર્મ ચ ।**
**વેદાઃ શાસ્ત્રાણિ વિજ્ઞાન મેતત્સર્વં જનાર્દનાત્ ॥૧૨૬॥**

યોગ, જ્ઞાન, સાંખ્ય, વિદ્યા, શિલ્પ વિગેરે ક્રિયાઓ, વેદ, શાસ્ત્રો, એ બધું ભગવાનથી ઉત્પન્ન થએલું છે.

**એકો વિષ્ણુ ર્મહદ્ભૂતં પૃથગ્ભૂતા ન્યનેકશઃ ।**
**ત્રીન્લોકાન્વ્યાપ્ય ભૂતાત્મા ભુંક્તે વિશ્વભુગવ્યયઃ॥૧૨૭॥**

એકજ વિષ્ણુ ભગવાન સર્વ પ્રાણીઓના આત્મા છે, અને સર્વના ભોક્તા છે, અવિનાશી છે, તે ભગવાન બધામાં વ્યાપિને રહ્યા છે,

**ઇમં સ્તવં ભગવતો વિષ્ણો વ્યાસેન કીર્તિતમ્ ।**
**પઠેદ્ય ઇચ્છેત્પુરૂષઃ શ્રેયઃ પ્રાપ્તું સુખાનિ ચ ॥ ૧૨૮ ॥**

આ ભગવાનનું સ્તોત્ર વ્યાસે કહેલું છે, તેનો જે માણસ યાદ કરે તે સર્વ સુખ અને કલ્યાણને મેળવે છે.

**વિશ્વેશ્વર મજં દેવં જગતઃ પ્રભવાપ્યયમ્ ।**
**ભજંતિ યે પુષ્કરાક્ષં ન તે યાંતિ પરાભવમ્ ॥ ૧૨૯ ॥**

વિશ્વના સ્વામી, અવિનાશી જગતની ઉત્પત્તિ અને સંહાર કરનાર, કમળના સરખા નેત્રવાળા, ભગવાનને જે ભજે છે તે દુઃખી થતા નથી.

યુધિષ્ઠિર ઉવાચ ।। યુધિષ્ઠિર બોલ્યા.

પદ્મપત્રવિશાલાક્ષ પદ્મનાભ સુરોત્તમમ્ ।
ભક્તાના મનુરકતાનાં ત્રાતા ભવ જનાર્દન ।।૧૩૦।।

કમલની પાંખડી સરખા મોટા નેત્રવાળા, કમળના સરખી નાભીવાળા, હે ભગવાન તમે તમારા વહાલા ભકતોના રક્ષણ કરનારા થાઓ.

।। શ્રી ભગવાનુવાચ ।। શ્રી ભગવાન બોલ્યા.

યો માં નામસહસ્ત્રેણ સ્તોતુ મિચ્છતિ પાંડવ ।
સોઽહમેકેન શ્લોકેન સ્તુત એવ ન સંશયઃ ।। ૧૩૧ ।।

જે આ હજાર નામથી મારી સ્તુતિ કરવા ઇચ્છા કરે છે, તેણે એકજ શ્લોકથી મારી સ્તુતિ કરી એમાં લેશ માત્ર સંશય નથી.

નમોઽસ્ત્વનંતાય સહસ્ત્રમૂર્તયે ।
સહસ્ત્રપાદાક્ષિશિરોરૂબાહવે ।
સહસ્ત્રનામ્ને પુરૂષાય શાશ્વતે
સહસ્ત્રકોટીયુગધારિણે નમઃ ।। ૧૩૨ ।।

પાર વિનાના, હજારો મૂર્તિવાળા, હજાર પગ, આંખો, માથાં, છાતિ, હાથવાળાં, હજારો નામવાળા, સનાતન, પુરૂષ, કરોડો યુગને ધારણ કરવાવાળા ભગવાનને નમસ્કાર હો.

**નમઃ કમલનાભાય નમસ્તે જલશાયિને ।**
**નમસ્તે કેશવાનંત વાસુદેવ નમોઽસ્તુ તે ॥ ૧૩૩ ॥**

કમળના સરખી નાભિવાળા, જગમાં સુનારા, એવા ભગવાનને હું નમસ્કાર કરૂં છું, હે કેશવ, હે અનંત, હે વાસુદેવ આપને નમસ્કાર હો.

**વાસનાત્ વાસુદેવસ્ય વાસિતં ભુવનત્રયમ્ ।**
**સર્વભતનિવાસો ઽસિ વાસુદેવ નમોઽસ્તુ તે ॥ ૧૩૪ ॥**

વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણની વાસનાથી ત્રણલોક આનંદ પામી રહ્યાં છે, અને તે સર્વ પ્રાણીઓના નિવાસ રૂપ છે; હે વાસુદેવ ભગવાન તમોને નમસ્કાર હો.

**નમો બ્રહ્મણ્યદેવાય ગોબ્રાહ્મણહિતાય ચ ।**
**જગદ્ધિતાય કૃષ્ણાય ગોવિંદાય નમો નમઃ ॥ ૧૩૫ ॥**

ગાય, બ્રાહ્મણ, અને જગતનું હિત કરનાર, શ્રીકૃષ્ણને હું વારંવાર નમું છું

**આકાશા ત્પતિતં તોયં યથા ગચ્છતિ સાગરમ્ ।**
**સર્વદેવનમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છતિ ॥૧૩૬॥**

જેમ આકાશથી પડેલું પાણી સમુદ્રમાં જાય છે તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર શ્રીકૃષ્ણ ભગવાનને પહોંચે છે.

એષ નિષ્કંટકઃ પંથા યત્ર સંપૂજ્યતે હરિઃ ।
કુપથં તં વિજાનીયાદ્ ગોવિંદરહિતાગમમ્ ॥ ૧૩૭ ॥

જ્યાં ભગવાનનું પુજન છે તે માર્ગ કાંટા વિનાનો છે, અને જ્યાં ભગવાનનું પુજન કીર્તન નથી, તે ખોટો માર્ગ છે.

સર્વ વેદેષુ યત્પુણ્યં સર્વ તીર્થેષુ યત્ફલમ્ ।
તત્ફલં સમવાપ્નોતિ સ્તુત્વા દેવં જનાર્દનમ ॥૧૩૮॥

સર્વ વેદોનું પુણ્ય, સર્વ તીર્થોનું ફળ, ભગવાનની સ્તુતિ કરવાથી માણુસોને મળે છે.

યો નરઃ પઠતે નિત્યં ત્રિકાલં કેશવાલયે ।
દ્વિકાલ મેકકાલં વા ક્રૂરં સર્વં વ્યપોહતિ ॥ ૧૩૯ ॥

જો માણુસ ત્રણુકાળ ભગવાનના મંદીરમાં બેસી આ પાઠ કરે છે, અગર બે કાળ અગર એક કાળ કરે તો તેના સર્વ પાપ નાશ પામે છે.

દહ્યંતે રિપવસ્તસ્ય સૌમ્યાઃ સર્વે સદાગ્રહાઃ ।
વિલીયંતે ચ પાપાનિ સ્તવે હ્યસ્મિન્ પ્રકીર્તિતે ॥૧૪૦॥

આ સ્તોત્રનો પાઠ કરવાથી માણુસના શત્રુઓ નાશ પામે છે, અને બધા ગ્રહો સારા થાય છે, અને પાપો નાશ પામે છે,

યેન ધ્યાતઃ શ્રુતો યેન યેનાયં પઠયતે સ્તવઃ ।
દત્તાનિ સર્વ દાનાનિ સુરાઃ સર્વે સમર્ચિતાઃ ॥૧૪૧॥

જેણે આ સ્તોત્રનું ધ્યાન કર્યું, શ્રવણ કર્યું, અથવા પાઠ કર્યો તેણે સર્વદાન આપ્યાં અને તેણે બધા દેવોને પુજ્યા એમ જાણવું.

ઇહલોકે પરે વા પિ ન ભયં વિદ્યતે કવચિત્ ।
નામ્નાં સહસ્ત્રં યોઽધીતે દ્વાદશ્યાં યમસન્નિધૌ ॥૧૪૨॥

જે મનુષ્ય બારસને દિવસે ભગવાનની નજીકમાં આ હજાર નામનો પાઠ કરે તેને આ લોકમાં અથવા રલોકમાં કદી ભય રહેતો નથી.

શનૈ ર્દહનિ પાપાનિ કલ્પકોટિશતાનિ ચ ।
અશ્વત્થસન્નિધૌ પાર્થ તુલસીસન્નિધૌ તથા ॥ ૧૪૩ ॥

તેમજ હે પૃથાના પુત્ર! પિંપળાની નજીક તથા તુલસીની નજીકમાં પાઠ કરનાર કરોડો જન્મના પાપોનો ધિમે ધિમે નાશ કરે છે.

પઠે ન્નામસહસ્ત્રં તુ ગવાં કોટિફલં લભેત્ ।
શિવાલયે પઠેન્નિત્યં તુલસીવનસંસ્થિતઃ ॥૧૪૪॥

શીવાલય અથવા તુલસીના વનમાં રહીને પાઠ કરનાર કરોડો ગાયોના દાનનાં ફળ મેળવે છે.

નરો મુક્તિ મવાપ્નોતિ ચક્રપાણે ર્વચો યથા ।
બ્રહ્મહત્યાદિકં ઘોરં સર્વ પાપં વિનશ્યતિ ॥ ૧૪૫॥

ભગવાનનું વચન છે કે જે માણસ આ સ્તોત્રનો પાઠ બરોબર કરે છે, તે માણસ બ્રહ્મહત્યાદિક ઘોર પાપમાંથી છુટી મોક્ષને પામે છે.

ઇતિશ્રી વ્યાસે કહેલું મહાભારતમાંનું વિષ્ણુસહસ્ર-નામ ગુજરાતી ટીકા સાથે સમાપ્ત થયું,



# આરતિ.

જયદેવ જયદેવ, વન્દે ગોપાલમ્ (૨)
ચન્દન ચર્ચિત ભાલં (૨), ભગવજ્જન પાલમ્. જયદેવ૦

નિર્ગુણ સગુણ સ્વરૂપં, નાશીત ભૂ ભારમ્ (૨)
દેવકી નંદ કુમારં (૨), મુનિગણ સુખકારમ્. જયદેવ૦

વૃન્દાવન સંચારં, કૌસ્તુભ મણીમાલમ્ (૨)
કરૂણા પારાવારં (૨), ભુવન ત્રય ધારમ્ં. જયદેવ૦

મુરલી વાદન લોલં, સપ્ત સ્વર ગીતમ્ (૨)
સ્થાવર જંગમ વનચર (૨), રંજીત સદગીતમ્. જયદેવ૦

સ્તંભિત યમુના નીરં, અગણિત વરચરિતમ્ (૨)
ગોપીજન મન મોહન (૨), શાન્તં શ્રીકાન્તમ્ જયદેવ૦

રાસક્રીડા મંડળ, વેષ્ટિત વ્રજ લલનમ્ (૨)
મધ્યે તાંડવ મંડિત (૨), કુવલય દલ નયનમ્ જયદેવ૦

કુસુમિત કાનન રંજીત, મંદસ્મિત વદનમ્ (૨)
ફણિધર કાલીય દમનં (૨), પક્ષીશ્વર ગમનમ્ જયદેવ૦

અભિનવ નવનીત ચોરં, કરધૃત દધિ કવલમ્ (૨)
લીલા નટવર ખેલં (૨), ધૃત કાંચન નુપૂરમ્. જયદેવ૦

નિર્જન રક્ષણ શીલં, વિદલિત રિપુજાલમ્ (૨)
સ્વભક્ત જનતાપાલં (૨), જય જય ગોપાલમ્. જયદેવ૦

## ॥ શ્રી નર્મદાષ્ટકમ્ ॥



સબિંદુ સિંધુ સુસ્ખલ તરંગ ભંગ રંજીતમ્,
દ્વિષત્સુ પાપ જાત જાત કારિ વારિ સંયુતમ્;
કૃતાંત દૂત કાલભુત ભીતિહારિ વર્મદે,
ત્વદીય પાદ પંકજં નમામિ દેવિ નર્મદે. ॥ ૧ ॥

ત્વદંબુલી નદી નમીન દિવ્ય સંપ્રદાયકમ,
કલૌમલૌઘભાર હારિ સર્વતીર્થ નાયકમ્;
સુમચ્છ કચ્છ નક્ર ચક્ર ચક્ર વાક શર્મદે...ત્વદી. ॥ ૨ ॥

મહા ગભીર નીર પૂર પાપ ધૂત ભૂતલં
ધ્વનત્સમસ્ત પાતકારિ દારિતી પદાચલમ્ !
જગલ્લયે મહાભયે મૃકંડુ સૂનુ હર્મ્યદે...ત્વદી. ॥ ૩ ॥

ગતં તદૈવ મે ભયં ત્વદંબુ વીક્ષિતં યદા.
મૃકંડુ સૂનુશૌનકા સુરારિસેવિ સર્વદા
પુનર્ભવાબ્ધિ જન્મજં ભવાબ્ધિ દુઃખ વર્મદે...ત્વદી. ॥ ૪ ॥

અલક્ષ લક્ષકિન્નરા નરા સુરાદિ પૂજીતં
સુલક્ષ નીર તીર ધીર પક્ષિ લક્ષ કૂજીતમ
વસિષ્ટ શિષ્ટ પિપ્પલાદિ કર્દમાદિ શર્મદે...ત્વદી ॥ ૫ ॥

સનત્કુમાર નાચિકેત કશ્યપાદિ ષટપદૈ
ર્ધૃતં સ્વકીયંમાનસેષુ નારદાદિ ષટ્પદૈ:
રવીંદુરંતિ દેવ દેવ રાજકર્મ શર્મદે... ત્વદી. ॥ ૬ ॥

અલક્ષ લક્ષ લક્ષ પાપ લક્ષ સાર સાયુધં,
તતસ્તુ જીવ જંતુ તંતુ ભુક્તિ મુક્તિ દાયકમ
વિરંચી વિષ્ણુશંકર સ્વકીય ધામ વર્મદે... ત્વદી. ॥ ૭ ॥

અહોમૃતં સ્વનં શ્રુતં મહેશ કેશ જાતટે
કિરાતસૂત વાડવેષુ પંડિતે શઠે નટે
દુરંત પાપ તાપહારિ સર્વ જંતુ શર્મદે...ત્વદી. ॥ ૮ ॥

ઈદંતુ નર્મદાષ્ટકં ત્રિકાલ મેવયે સદા,
પઠંતી તે નિરંતરં નયાંતિ દુર્ગતિં કદા ।
સુલભ્ય દેહ દુર્લભં મહેશ ધામ ગૌરવં
પુનર્ભવાનરાનવ વિલોકયંતિ રૌરવમ્ ॥ ૯ ॥

ઇતી શ્રી મચ્છંકરાચાર્ય વિરચીતં નર્મદાષ્ટક સ્તોત્રં સંપુર્ણ.

# શુદ્ધિ પત્ર.



| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૫ | શાર્ગ | શાઙ્ર્ગ |
| ૮ | ૫ | વિષ્ણુ | વિષ્ણું |
| ૯ | ૧૬ | ભતા | ભૂતા |
| ૧૪ | ૬ | દક્ષક | દક્ષ |
| ૧૫ | ૧૭ | નામે | નમે |
| ૧૭ | ૯ | સગ્વી | સગ્વી |
| ૧૯ | ૨ | સિદ્ધિ | સિદ્ધ |
| ૨૫ | ૮ | ધ્રવ: | ધ્રુવ: |
| ૩૩ | ૧૪ | આશ્રસમ | આશ્રમ |
| ૩૪ | ૧૩ | લોકા | લોક |
| ૩૯ | ૧૫ | નેક: | નક: |
| ૫૧ | ૧૫ | કરે | મળે |
| ૫૧ | ૧૯ | પ્રજો | પ્રજા |
| ૫૪ | ૧ | દ્ર | દ્રાર્ક |
| ૫૪ | ૧૦ | ૮મ્કા | ૮મકા |
| ૫૫ | ૧૪ | યાઠ | પાઠ |
| ૫૭ | ૭ | ભત | ભૂત |
| ૫૯ | ૭ | યમ | મમ |
| ૫૯ | ૯ | રલોક | પરલોક |
| ૫૯ | ૧૨ | સન્નિધ્ધો | સન્નિધ્ધોં |

જ્યાં " સહસ્ત્ર " છપાએલ છે ત્યાં " સહસ્ત્ર " વાંચવું.